લઈ જઈ શકે — એવું લોકશાહી બળ છે નહિ વરસો સુધી કોંગ્રેસે એવું થવા દીધું નથી, અને વરસો થયાં લગભગ તમામ વિરોધ પક્ષોએ કોંગ્રેસ દ્વેષ સિવાય બીજું કશું ધ્યેય અપનાવ્યું નથી દુર્ભાગ્યની બીજી વાત એ છે કે વરસો સુધી કોંગ્રેસે "સત્તા દ્વારા સેવા"ના સૂત્રની પાછળ પડીને ગમે તેવા પક્ષો અને જૂથોની સાથે તકવાદી જોડાણો કરીને તથા ભ્રષ્ટ સાધનોનો વિનિયોગ કરીને ખુદ પોતાના અને રાષ્ટ્રના સર્વસ્વીકૃત ઉન્નત ધ્યેયને દૂષિત કર્યાં છે, અને અનેક વરસો થયાં લગભગ તમામ વિરોધ પક્ષોએ "સત્તા દ્વારા સેવા"ના સૂત્રનો, કોંગ્રેસથીય બદતર અથવા તેના જેવા જ સાધનો દ્વારા, વ્યવહાર કરીને તંદુરસ્ત લોકશાહી માટેનો અવકાશ ક્ષીણ કર્યો છે પરિણામે કોંગ્રેસમાં જ નહિ સમાજવાદી અને સામ્યવાદી પક્ષોમાં સુધ્ધાં આંતરિક સત્તાવાદી જૂથોનો રાફડો જામ્યો અને તે પોતપોતાના પક્ષોને વિચ્છિન્ન કરીને જ જંપ્યો

આવી મુખ્યપ્રધાનની કાતિલ હરીફાઈના વાતાવરણમાં કોંગ્રેસમાં એક નવું વિષ ઊભરાયું તે બેંગલોરની મહાસમિતિની બેઠકથી ઇન્દિરાજી-એ ચાર મહિનાના આ ટૂંકા ગાળામાં રાજકીય ક્ષેત્રે જાણે રમખાણ મચાવી દીધું છે કોંગ્રેસના મોવડીમંડળ સામે તેમને ઘણી વાજબી ફરિયાદો હોઈ શકે — હશે જ, અને તેમની સામે લડી લેવાનું અનિવાર્ય બને એ પણ સમજાય એવું છે અને, "હું નહિ કે તમે નહિ"-નો મૂડ જુવાનોના નેતા બનવાનો કોડ ધરાવનારાને ક્વચિત્ પ્રમાણભાન ભુલાવી દે એ પણ ક્ષમ્ય છે તમામ દેશોની લોકશાહીઓમાં આવી ઘટનાઓ બનતી હોય છે ભારતમાંય તેના વિકાસકાળ દરમ્યાન આવા પ્રસંગો આવ્યા છે અને હજી આવે — આવશેય, એટલા જ કારણે કંઈ ચોંકી ઊઠવાની જરૂર નથી

ચોંકી ઊઠવાની જરૂર એટલા કારણે છે કે —

લોકશાહી દેશોમાં સત્તા માટેની લડાઈ લડવાની એક ચોક્કસ પ્રક્રિયા, પદ્ધતિ અને પ્રતિષ્ઠા હોય છે એ બધું ભૂલીને લોકશાહીની

લક્ષ્મણરેખા બને છે. એનુ પાલન લોકશાહીમા નિષ્ઠા ધરાવનાર સૌને માટે બંધનકર્તા ગણાય એથી જ તો, એ આચારસંહિતાનુ ઉલ્લંઘન ચોંકાવનારી ઘટના બની જાય છે. તેમાય વળી, રાષ્ટ્રના ઉચ્ચ સ્થાને બેઠેલાઓને હાથે જ આવુ થાય ત્યારે તો સવિશેષ એટલુ જ નહિ, એની વિઘાતક પદ્ધતિ માટે શરમાવાને બદલે, ઊલટુ ગૌરવ લેવાવા માંડે — તેને જુદા જુદા નામે, બહાને, રૂપાળા સૂત્રોની આડશે ઢાંકવામા આવે, તથા તત્કાલ ફતેહની નીવડેલી તરકીબ તરીકે એને અપનાવી લેવામા, ચાતુરીપૂર્વક વારંવાર ઉપયોગ કરવામા આવે ત્યારે એ વર્તન કેવળ એ પદ પૂરતુ જ નહિ, આખા રાષ્ટ્ર માટે આફત બની જાય છે એવો બધો આચાર અક્ષમ્ય ગુનો બની જાય છે ત્યારે, લોકશાહીની જીવાદોરી સમી લક્ષ્મણરેખાની કસોટીએ મૂલવીને એની બેફામ ચાલચલગતને થંભાવી દેવાનુ દરેક નાગરિકનુ કર્તવ્ય બની જાય છે

આ પુસ્તિકા દ્વારા આ દિશાનો અદનો પ્રયાસ છે

અલબત્ત ભાગ્યે જ કોઈ નાગરિક લોકશાહીનો પૂર્ણપણે સમર્થક હોવાનો, સંરક્ષક હોવાનો દાવો કરી શકશે પરંતુ સૌ અધૂરા અને અપૂર્ણ છે, એથી 'સર્વસમાનતા'નુ લેબલ લગાવવુ અયોગ્ય છે લોકશાહીની લક્ષ્મણરેખામા સાચી નિષ્ઠા ધરાવવા છતા આચારની ત્રુટિ રહી જવી, અને એની સુધારણા માટે મથતા રહેવુ એ એક વાત છે, જ્યારે ગમે તેવા એક "મહાન આદર્શ'ને નામે બિનલોકશાહી આચારને સાધન બનાવીને, તેના પર મુસ્તાક રહીને, અને, લોકશાહીમા નિષ્ઠા ધરાવવાનુ જેમને માટે અશક્ય છે — અવારનવાર જેઓ જાતે જ એ હકીકત પડકાર રૂપે જાહેર પણ કરતા હોય છે — તેવા સર્વસત્તાવાદી સામ્યવાદીઓનોય સહારો લઈને, પોતાના જૂથને કે પક્ષને જીતાડવા દાવ ખેલવા તે બીજી વાત છે. ઇન્દિરાજી અને મોવડીમંડળ વચ્ચેનો સત્તાસંઘર્ષ ઝીણ-

વટથી જોનારની આંખે આ ભેદ ચઢ્યા વિના નહિ રહે — ન રહેવો જોઈએ

ઇન્દિરાજીએ છેલ્લા ચાર મહિના દરમ્યાન લોકશાહીની સાથે જે રમત આદરી છે તેને ઉપરની ભૂમિકાએ તપાસવાનો આ પુસ્તકમાં પ્રયાસ છે ઇન્દિરાજી પોતે સામ્યવાદી ન હોવા છતાં તેમની વાણી અને વ્યવહારમાં સામ્યવાદી યુક્તિઓ — સાથી રિતની પીઠ પાછળ દગો સંસ્થાના પાયા ઉપર જ પ્રહાર વિશ્વાસના આવાસ્તંભ પગ જ કાપે પોતનો જ મતી હોય ત્યારે એક ન્યાય લઘુમતી વખતે બીજો સત્તામાં હોય ત્યાગ એક અને સંસ્થા માટે બીજો માપદ જે કંઈ સારું થાય તે માટે પોતાને યશ જે કંઈ ખોટું થાય તે માટે સામાને દોષ સૂત્રો અને વ્યવહાર વચ્ચે આભજમીનનું અંતર સૂત્રો અને શબ્દોના સતત ફેરવાતા અર્થો અને સામ્યવાદીઓને સત્તાતંત્રમાં ઉચ્ચસ્થાન આપવા છતાં તેમના પગ ગયા પણ પોતાને ન ખપે એવો પોકાર સામ્યવાદીઓનો સહારો લેવા પૂરી તૈયારી હોવા છતાં એવા સૂચનમાત્રને પોતાનું ભયંકર અપમાન ગણાવવાની ગુસ્તાખી આદિ તરકીબો — લગાતાર જોવા મળે છે

ચિંતાજનક તો એ છે કે આ પદ્ધતિ ઇન્દિરાજીને કોઠે પડી ગઈ છે એક બાજુ તેઓ એના જોરે વિશાળ આમસમુદાયને આજી શકે છે એવું અનુભવ છે બીજી બાજુ જેઓ આવી તરકીબ વાપરવામાં તેમના જેટલા પાવરધા નથી એ કારણે અથવા એટલી હદે જવા તૈયાર નથી એ કારણે પાછળ પડી જાય છે અપ્રમાણ બની જાય છે — એવું ઇન્દિરાજી અવલોકન કરે છે આ બંને કારણે તેઓ સહેલાઈથી પીઢ નેતાઓનું નેતૃત્વ ચારિત્ર્ય ખંડિત કરી શકે છે માઓની જેમ ઇન્દિરાજી પોતાના પક્ષને જ છિન્નભિન્ન કરીને પ્રજા અને 'જુવાન પેઢી'ના નામે તથા તેમની દ્વારા ઉશ્કેરાટ ફેલાવીને 'નવી ક્રાંતિ'ની હોશ સેવી રહ્યા છે પરંતુ માઓ અંતે લશ્કરના જોરે સાંસ્કૃતિક ક્રાંતિની નિષ્ફળતામાં ફેરવી શક્યો હતો કેમ કે

તે સામ્યવાદી સર્વસર્વા હતા માટે શક્ય બન્યું હતું. એ સ્થિતિ ઇન્દિરાજી માટે છે નહિ ...

ભારતમાં લોકશાહી હજી અસ્તિત્વમાં છે, અને જ્યાં લગી અસ્તિત્વમાં રહેશે ત્યાં લગી ઇન્દિરાજી માટે એકાકી ધણીધણી બનવાનું શક્ય નથી. અલબત્ત, તેઓ પોતે એવું સ્વપ્ન સેવતા નથી એમ જણાવે છે. પરંતુ, તેમણે જે લપસણો રાહ અખત્યાર કર્યો છે તે એમની સાચા દિલની અનિચ્છા છતાં તેમને એવા રાહે ઘસડી જવાનો સંભવ તો છે જ કે જ્યાંથી "પાછા ફરવું" અશક્યવત્ બની ગયું હશે. અને ત્યારે, પોતે નહિ વાંછેલું અશુભ દેશને માથે પોતાને હાથે લાદી બેઠાયું હશે!

> આ પુસ્તિકા ઇન્દિરાજીને ઉતારી પાડવા માટે કે મોવડી-મંડળની પીઠ થાબડવા નથી. આજના સમગ્ર પરિબળો કેવી રીતે દેશને ભયંકર ખીણમાં ધકેલી રહ્યાં છે તેનાથી પ્રજાને સાવધ કરવાનો અત્રે મુખ્ય ઉદ્દેશ છે.

*

પુસ્તિકા પૂરી થાય છે, પરંતુ કોંગ્રેસના ભાગલાની કહાણી હજી ઘણાં દૂરગામી ગંભીર પરિણામો છતાં કરશે. આજના કરતાંય અધિક જટિલ સવાલો પેદા કરશે, ઘણી લોભામણી છતાં વિઘાતક ઘટનાઓ ઘટશે ... અને ત્યારે, આપણે કોઈ પક્ષ, કોઈ નેતા, કોઈ જૂથની પાછળ ઘસડાયા વિના, રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ જાગ્રત નાગરિક તરીકે, લોકશાહી મૂલ્યોની કસોટીએ તમામ ઘટનાને ચકાસતા રહેવાનો સંકલ્પ કરી શકીશું ખરા? આ પુસ્તિકા આ પુરુષાર્થમાં યત્કિંચિત પણ ફાળો આપશે તો એનો હેતુ બર આવ્યો લેખીશ.

*

છેલ્લા ત્રણેક મહિના દરમ્યાન 'સંદેશ' (અમદાવાદ) દૈનિકમાં આ ઘટનાઓ ઉપર બારેક છૂટક છૂટક લેખો છપાયા હતા. તેમાંના

મોટા ભાગના નવેસરથી લખીને, બીજા ઉમેરીને, ૧૭ પ્રકરણો પુસ્તિકારૂપે પ્રગટ કરતા 'સંદેશ'ના સંચાલક શ્રી ચીમનભાઈ પટેલનો તથા 'સંદેશ'ના અસંખ્ય વાચકોમાંથી માગ પૃથક્કરણને બિરદાવનારા અનેક વાચકોનો આભાર માનું છું.

વિશેષે, આ પુસ્તિકા છપાઈ રહી હતી ત્યારે તેના ફર્માં વાંચી જઈને શ્રી મનુભાઈ પંચોળી (દર્શક)એ બહુ જ થોડા દિવસમાં 'આમુખ' લખી આપ્યો તે માટે તેમનો ઋણી છું ખાસ તો, તેમણે આ પુસ્તિકાને ઉમળકાપૂર્વક આવકારવા ઉપરાંત, લોકશાહી મૂલ્યોના સંવર્ધનની દૃષ્ટિએ જે વિચારો રજૂ કર્યાં છે એ આ પુસ્તિકાની પૂર્તિ સમા હોઈને વાચકોનું તેના પ્રત્યે ખાસ લક્ષ દોરું છું..

*

વાચકો તેમના નિખાલસ અભિપ્રાયો મોકલીને લેખક-વાચક વચ્ચે સાચો સંવાદ ઊભો કરશે તેવી આશા સાથે આ પુસ્તિકા પ્રજાના હાથમાં તરતી મૂકું છું

૧૭-૧૧-૬૮
વડોદરા

ભોગીલાલ ગાંધી

## સામાન્યજનને નાતે—

ઇંગ્લંડમાં જ્યારે મતાધિકારનો વિસ્તાર કરવામાં આવ્યો ત્યારે એક સૂત્ર ચાલુ થયું Let us educate our masters "આપણે આપણા માલિકોને શિક્ષણ આપીએ"

મતનો અધિકાર એ સ્વયંભૂ અધિકાર માનીએ તોપણ તેને કેમ વાપરવો તે શીખવાનું રહે છે. જેમ સ્વયંભૂ વૃત્તિઓને આપણે કેળવીએ નહિ અને કાબૂમાં રાખીએ નહિ તો તે વૃત્તિઓ નાશનું કારણ પણ બને, તેવું જ કંઈક મતાધિકારનું. લોકશાહીમાં આસ્થા રાખનારાઓએ સમજવું જોઈએ કે જે લોકશાહીમાં મતાધિકાર છે, પણ મતદારોની કેળવણીનું સાધન નથી તે મતાધિકાર લોકોને ફાયદો કરતા અંતે નુકસાન કરનારો નીવડે તેવો પૂરો સંભવ છે. આથી ગાંધીજીએ પોતાના રચનાત્મક કાર્યક્રમમાં ખાદી અને અસ્પૃશ્યતા નિવારણના કાર્યક્રમની જોડાજોડ મતદારોની કેળવણીને સ્થાન આપ્યું હતું.

દુર્ભાગ્યે આપણા દેશમાં સાર્વત્રિક મતાધિકાર અપાયા પછી મતદારોને કેળવવાનું કોઈ આંદોલન કે યોજના ચાલ્યા નથી. પ્રચાર નથી થતો તેવું નથી. પ્રચાર તો અખબાર તથા વિવિધ પક્ષવાળાઓ મા-ન્યાના સમાજ કરે તે કરતા પણ વધારે ઉત્સાહથી કરે છે. પણ પ્રચાર કદી કેળવણી બની શકે નહિ, કારણ કે તેમાં મતદારની સમજદારી વધે તે હેતુ હોતો નથી, પરંતુ પોતાનો માલ ખપે તે હેતુ છે. કેળવણી નિષ્પક્ષ રહે એમ જ્યારે કહેવામાં આવે છે ત્યારે

તેનો અર્થ એટલો જ છે કે તે લેનારના હિતને લક્ષમા રાખીને ચાલતી હોય છે.

ભાઈ ભોગીલાલ ગાંધીની આ નાનકડી પુસ્તિકાની મારે મન ઘણી કિંમત છે. તેનુ કારણ તેનુ લક્ષ્ય સામાન્ય મતદારની કેળવણી છે. જે બનાવો છેલ્લે છેલ્લે કોંગ્રેસના આંતરવિગ્રહ દરમ્યાન બન્યા તેનુ ભોગીભાઈએ સિલસિલાબંધ હકીકતોને આગળ રાખીને વર્ણન અને વિવેચન કર્યુ છે. વિવેચન કરવામા પણ તેમણે હકીકતોને અવગણી નથી, તેને મારીમચડી પણ નથી. આમ કરીને તેમણે આ સંતાપ ઉપજાવનાર પ્રકરણને ન્યાય તો આપ્યો જ છે, પણ વાચનારાઓને અંતર્મુખ થવા માટેની તક પણ ઊભી કરી છે.

આખુ વર્ણન વાચતા, ગ્રાળ હૃદયી કોઈ પણ વાચકને એમ થયા સિવાય નહિ રહે કે આ મોટા મોટા નેતાઓને આટલી સાદી વાતો પણ કેમ સમજાઈ નહિ હોય? ખાનદાન માણસ જે પક્ષમા જોડાય તે પક્ષને દગો ન દે એ નાનુ બાળક પણ જાણે છે. આ વાત ઇન્દિરાબહેનને "અંતરાત્માના અવાજ"ની વાત કરતી વખતે કેમ નહિ સમજાઈ હોય? બુદ્ધિશાળી માણસો આના જવાબો ખોળી કાઢી શકે છે પણ સહજ બુદ્ધિવાળા સામાન્યજનને તો આ સમજાતુ જ નથી. મહાભારતમા વ્યાસે કહ્યુ છે કે "ભગવાન જેનો નાશ કરવા ઇચ્છે છે તેને લાકડી લઈને મારતા નથી, પણ તેની બુદ્ધિ વાંકી કરી નાખે છે," આવુ તો કાંઈ નથી થયુ? નહિતર કોંગ્રેસ પ્રમુખ જનસંઘ અને સ્વતંત્ર પક્ષ સાથે ગુફતેગો કરે છે માટે હવે શિસ્તનુ બંધન રહેતુ નથી અને પોતાના અંતરાત્મા પ્રમાણે સૌને વર્તવાની છૂટ છે એવો ચવિત ગબારો ચલાવી, મતો મેળવી લીધા પછી આ આરોપ તો નિરાધાર હતો અને કોંગ્રેસ પ્રમુખ આ બાબતમા ક્યાય તકસીરવાર નથી એમ કહેનાર ઇન્દિરાબહેન અને તેમના સાથીદારોને સામાન્ય માણસ તો એમ જ પૂછવાનો કે આ જૂઠનુ પ્રાયશ્ચિત શું? તમે ખોટું આળ ચડાવીને જે મતો મેળવ્યા તે નથી

જ મળ્યા તેમ તમારે વર્તવું જોઈએ. શ્રી ગીરીને સ્થાન પરથી ન ઊતારી શકાય પણ ઇન્દિરાબહેન ને તેમના સાથીદારો તો આ ખોટું આળ મૂકવાના પ્રાયશ્ચિત રૂપે પોતાના સ્થાન પરથી જરૂર ઊતરી શકે. અમારા નાનકડા ગામમા તો અમે આવુ ખોટું કરનારાઓ પાસેથી કેટલેયે સ્વેચ્છિક દંડ લીધા છે તો મોટાઓમા આ કેમ નહિ થતું હોય? કે "સમરથ કો નહિ દોષ ગુસાઈ?" નાનાઓ માટેના નીતિના કાયદાઓ અને મોટાઓ માટેના નીતિના કાયદા શુ અલગ અલગ હશે? નાનાઓ જેને શુક્લપક્ષ ગણે તેને મોટાઓ કૃષ્ણપક્ષ કહેશે? અને નાનાઓનો કૃષ્ણપક્ષ તે મોટાઓનો શુક્લપક્ષ બની જશે? અમે ગામડાઓમા અંદર અંદરના ઝઘડાઓ પતાવતી વખતે થોડીક ધીરજ રાખવાનુ, થોડુંક ખમી ખાવાનુ વારંવાર કહેતા હોઈએ છીએ અને તેની અસર પણ થતી હોય છે. સામાન્ય-જનની જેમ મનમા એવુ થાય છે પણ ખરુ કે ઇન્દિરાબહેન અને તેમના મિત્રોને ખુલ્લુ અધિવેશન ભરાય ત્યા સુધી રાહ જોવામા એવુ તે કયુ વિઘ્ન હતુ? આખરે આ દેશ ૭ મહિનામા કંઈ ઉજ્જડ થઈ જવાનો નથી કે ૭ મહિનામા સોનાનો બાગ પણ બની જવાનો નથી દેશ પર એવી કોઈ કટોકટી પણ તોળાઈ રહી નથી કે નિર્ણય આજ ને આજ કરવો જ પડે ને બંધારણને વેગળું મૂકવુ પડે ખુલ્લા અધિવેશનમા તેમની વાત સાચી હોત તો ને તેમની વાત પ્રતિનિધિઓને ગમત તો તે પ્રમાણે થાત. દરમ્યાનમા તેઓને વડા પ્રધાન તરીકેની કામગીરી બજાવતા તો કોઈ રોકતુ જ ન હતુ. તો આટલી બધી ધાંઈ શા માટે?

ભાઈ બોગીલાલે આ પુસ્તિકામા પ્રગતિ અને વિનાશના તેમના ઉધમાતને સારો જવાબ આપેલો છે. પ્રગતિ ૭ મહિનામા રૂંધાઈ જવાની છે તેવુ તેમનાથી કહી શકાય તેવુ નથી. કારણ કે દસ મુદ્દાનો કાર્યક્રમ તો તેમને અમલ કરવા માટે અપાઈ ચૂક્યો છે. અને તેમાનું તેઓએ ખાસ કાંઈ કરી નાખ્યુ છે તેવુ છે નહિ. તેમાનું

આપવાનું છે, પશુપાલન અને નાનાઉદ્યોગોમાં રોકાયેલાઓને હૈયાધારણ આપવાની છે ખેડૂત અને ખેતમજૂર બનેને સતોષ મળે તેવી વ્યવસ્થા શોધવાની છે દેશના મોટા ભાગની જનતાના આ પ્રશ્નો છે તેમને કારખાનામાં લઈ જવાના કે સામૂહિક યત્ર ખેતીના નથી તે પ્રશ્નોનો ઉકેલ સમાજવાદમા નહિ પણ વિનોબાજીના સુલભ ગ્રામ દાનમા કે ગાંધીના ગ્રામરચનાના કાર્યક્રમમા છે આનો અર્થ એવો નથી કે જ્યા જ્યા યત્રોદ્યોગ દ્વારા લોકોનુ શોષણ થતુ હોય ત્યા ત્યા તેનુ સામાજીકરણ ન કરવુ જ્યા જરૂર પડે ત્યા તે દિશામા ઝડપી પગલા લેવા જોઈએ પણ મુદ્દાની વાત એ છે કે સમાજવાદનો જે અર્થ પ્રચલિત છે તે અર્થમા આ દેશના મોટા ભાગની વસ્તીનો ઉદય કરવાનુ અતર્ગત નથી આ વાતનો મોરારજીભાઈને છેક ૧૯૪૮થી કદાચ ખ્યાલ છે તેનુ ભોગીભાઈએ દર્શાવ્યુ છે પણ તેમની જોડેના અન્ય આગેવાનોને આનો ખ્યાલ નથી. સાચા અર્થમા આ જ ગભીર સમસ્યા છે તેની પ્રતીતિ હોવાનુ આ વાદવિવાદમા ક્યાય દેખાયુ નથી ખરેખર તો કોઈ કોઈ વાર સામાન્ય જનને તો આમા ક્યા કાર્યક્રમ માટે ઝઘડો છે તે સમજાતનુ મુશ્કેલ છે બને સમાજ-વાદનુ નામ લે છે, બને સસ્થાને વફાદાર હોવાનુ કહે છે, બને લોકોની પ્રગતિ માટે જ આ બધુ કરી રહ્યા છીએ તેમ કહે છે. ત્યારે સામાન્યજન સહેજે એમ પૂછી બેસે છે કે તો પછી ઝઘડો શાનો છે? પરસ્પરના અવિશ્વાસના એક અનુમાન શક્ય છે ખરુ કે જૂના નેતાઓને સમજ્યા ત દ ગતિ કરવામા કોઈ કોઈ વાર ધીમાં પગલા ભરવાનુ મન હોય ને પણ શ્રી કામરાજ જેવા તો કબૂલ નહિ કરે, છતા મનની ઉતાવળની માત્રામા સભવ છે કે થોડો તફાવત હોય સભવ છે કે તેનુ કારણ જૂનાઓમાં અનુભવનુ ડહાપણ અને ઈન્દિરાબહેન વગેરેમા બિનઅનુભવનો ઉત્સાહ તે પણ હોઈ શકે. પણ યાદવાસ્થળી માટે આ કઈ વજૂદવાળુ કારણ ન ગણાય. શુ તેમના હાથમાં જ આ બાજી નથી રહી? બનાવોને

સમયસર લગામ ન ચડાવવામાં આવે તો તેને પોતાની જ ગતિ આવી જાય છે. તેવું તો નથી બન્યું ? સહિષ્ણુતા, વિચારવિનિમયની મોકળાશ, બહુમતીના નિર્ણયોનો સ્વીકાર, લઘુમતીના વિચારોની અભિવ્યક્તિનો અવકાશ, તે લોકશાહીનાં લક્ષણો ગણાયાં છે. અને તે લક્ષણો આ બંને પક્ષો સ્વીકારે છે અને છતાં તેઓ આદરપૂર્વક સાથે રહી શકતા નથી કે આદરપૂર્વક છૂટા પડી શકતા નથી; તે અવગતિ સિવાય શાનું લક્ષણ છે? વ્યાસ મહામુનિ હતા. તેમનો જોટો નથી. એટલે કહેવાયું કે આ જગતમાં તેણે ન બોલ્યો હોય તેવો કોઈ વિષય નથી. તેમણે બહુ માર્મિક રીતે યાદવાસ્થળી વિષે લખ્યું છે કે યાદવો જ્યારે ગાળાગાળીમાંથી મારામારી પર ચડી ગયા ત્યારે ત્યાં આજુબાજુ દરિયાકાંઠે ઊભેલી પાનલી (એક જાતનું ઊંચું ઘાસ) એકબીજાને મારવા લાગ્યા અને આ પાન વજ્ર બની ગઈ. આ સંતાપજનક વાદવિવાદને માટે આથી વધારે સારો ઉપાલંભ બીજો શું હોઈ શકે?

> शरेषु क्षीयमाणेषु भज्यमानेषु धन्वसु ॥
> शस्त्रेषु क्षीयमाणेषु मुष्टिभिर्जह्रुरेरकाः ॥२०॥
>
> ता वज्रकल्पा ह्यभवन्परिघा मुष्टिना भृताः
> जघ्नुर्द्विषस्तैः कृष्णेन वार्यमाणास्तु तं च ते ॥२१॥
>
> ભાગવત એકાદશ સ્કંધ, અધ્યાય ૩૦મો

"એમ કરતાં બાણો ખૂટ્યાં, ધનુષ્યો ભાગ્યાં, અને બીજાં શસ્ત્રો ઘસાઈ ગયાં ત્યારે તેઓએ સમુદ્રનીર પર ઊગેલ, એરકા ઘાસ એકબીજાને મારવા લેવા માંડ્યું. એટલે તે ઘાસ મુઠ્ઠીથી પકડેલી વજ્ર જેવી ભોગળ રૂપ બની ગયું."

લોકભારતી, સણોસરા
૧૩-૧૧-'૬૯

મનુભાઈ પંચોળી

# અનુક્રમ

# ૧ : જગતના ઇતિહાસમાં પહેલી વાર !

ઇન્દિરાજીએ બેંકોનું રાષ્ટ્રીયકરણ કર્યું એ પોતે જ એવો કોઈ ભયંકર કાર્યક્રમ નથી કે એનાથી દેશે ચોકી જવું પડે એ કંઈ એવો ગંભીર અપરાધ પણ નથી કે તેમણે એનાથી શરમાવું પડે, અને જરૂર પડતા કટોકટી આવી પડે તો ને ત્યારે વડા પ્રધાનને 'ઑર્ડિનન્સ'નો ઉપયોગ કરવો પડે એટલાથી જ એ સરમુખત્યાર બની જાય છે એમ પણ કહી દેવું વાજબી નથી

પરંતુ બેંકોનું રાષ્ટ્રીયકરણ કરવાથી જ ઇન્દિરાજી કમ્યુનિસ્ટ બની ગયા એવો 'આક્ષેપ' વાહિયાત છે, તેજ રીતે સામાજિક ન્યાયની સ્થાપના માટે રાષ્ટ્રીયકરણ કરવું જ જોઈએ એવો પ્રચાર પણ વાજબી નથી આમ છતા, ઇન્દિરાજીએ એવું તો કંઈક જરૂર કર્યું છે કે જેથી દેશ ચોંકી ઊઠ્યો છે બેંકોના 'સામાજિક અંકુશ' (સોશિયલાઇઝેશન)નો કાર્યક્રમ તાજેતરમાં અમલમાં મુકાવો શરૂ થયો હતો એને માટે બે વર્ષનો સમય પણ નક્કી થયો હતો, છતા ઇન્દિરાજી એકાએક રાષ્ટ્રીયકરણ (નૅશનલાઇઝેશન) ઉપર કૂદી પડ્યા વળી, રાષ્ટ્રીયકરણ દાખલ કરવાના જે લાભો તેમની નોંધમાં ગણાવાયા હતા તે લાભો તેના વિના પણ મળી શકે એવી શક્યતા પૂરેપૂરી હોવા છતાય, તેમણે એકાએક ઑર્ડિનન્સ જાહેર કરાવી દઈને, થોડાક જ દિવસો માટે કામચલાઉ રાષ્ટ્રપતિની જવાબદારી સંભાળી રહેલા ગિરિ પાસે અણઘટતી ઉતાવળ કરાવી અરે, પાર્લમેન્ટને મળવાની

માત્ર છત્રીસ કલાકની જ વાર હોવા છતાં, દેશની સર્વોચ્ચ પ્રતિનિધિ સભાનીય ઉપેક્ષા કરી, અને સુપ્રિમ કોર્ટમાં રીટ અરજી દાખલ થઈ ચૂકી હોવા છતાં એનીય પરવા કર્યા વિના સંસદના બન્ને ગૃહોમાં એને અંગેનું બિલ પસાર કરાવી દેવા અધીરાઈ દાખવી. આવા ચકચારભર્યા બિલને સિલેક્ટ કમિટી પાસે મોકલી વધુ ચર્ચાવિચારણા માટે જે અવકાશ અપાવો જોઈએ તેનોય તેમણે ધરાર ઇન્કાર કર્યો!

ત્રણેક વરસના શાસન પછી, હવે થોડાક દિવસની, અને થોડા કલાકની ધીરજ પણ ઇન્દિરાજીને મન 'હરામ' બની ગઈ! તેમનામાં એકાએક પ્રગટેલું આ "ક્રાન્તિકારી મત" તેમના મૂળભૂત હેતુ વિષે ઘણા બધાના મનમાં આશંકા જગાવી ગયું, એ સાવ અકારણ તો નહોતું જ.

ઇન્દિરાજીએ બેંગલોર ખાતે જ તેમના મનનો અણસારો આપી દીધો હતો? કોંગ્રેસના પાર્લમેન્ટરી બોર્ડે તેમની સ્પષ્ટ અનિચ્છા છતાં તેમની ઉપરવટ થઈને રાષ્ટ્રપતિના પદ માટે સંજીવ રેડ્ડીનું નામ બહુમતીથી તેમને માથે ઠોક્યું હતું એ માથાના ઘા જેવું થઈ પડ્યું હતું, એ વાત તો તેમણે પોતે સ્વીકારી હતી. આથી છંછેડાઈને ધમકી પણ ઉચ્ચારી હતી: "પરિણામ માટે તૈયાર રહેજો!"

જોકે ઇન્દિરાજીની એ વાત વજૂદવાળી છે કે રાષ્ટ્રપતિ સાથે વડા પ્રધાનને જ સતત કામ કરવાનું હોઈને, વડા પ્રધાનને બિનકુલ અનુકૂળ ન હોય તેવા રાષ્ટ્રપ્રમુખને તેને માથે ઠોકવા ન જોઈએ. છતાં સિન્ડિકેટે એમ કર્યું જ હતું. પરંતુ, આ એવો મુદ્દો ન હતો કે એની સામે ઇન્દિરાજીએ રણે ચડવું જ રહ્યું! તેમના પિતાજીના શાસનકાળમાંય આવું ક્યાં નહોતું બન્યું? રાષ્ટ્રપતિપદ માટે પંડિતજી સૌથી પહેલી વાર રાજેન્દ્રબાબુ કરતાં રાજાજીને અને બીજી વાર રાજેન્દ્રબાબુને બદલે રાધાકૃષ્ણનને વધુ પસંદ કરતા હતા. પરંતુ તેમના

સાથીઓના દબાણ આગળ તેમને નમવું પડ્યું હતું. તે જ રીતે, કોંગ્રેસના પ્રમુખપદ અંગેય તેમને પોતાનો આગ્રહ જતો કરવો પડતો.

પંડિતજી તો પોતાની પ્રતિભાના જોરે, ગાંધીજીના આશીર્વાદ સાથે, ભારતના સિંહાસને આરૂઢ થયા હતા, ત્યારે ઇન્દિરાજીને નસીબે સિન્ડિકેટના જોરે ગાદીનશીન થવાનું બન્યું હતું, એ વાત તેઓ ભૂલી જ ગયા? કદાચ એમ પણ કહી શકાય કે ઇન્દિરાજીની 'સ્થિતિ' જુદી હતી એટલે જ તેમણે લડી લેવાનું પસંદ કર્યું હતું!

જેમની મહેરબાનીએ, જેમને ખભે બેસીને તેઓ ઊંચે ચઢ્યા હતા એ સિન્ડિકેટ તેમની પાસે એવી અપેક્ષા રાખતી હતી કે ઇન્દિરાજી એમના હાથમાં 'ગુડિયા' (ઢીંગલી) બની રહે! કોઈ પણ સ્વમાની માનવીને, તેમાંય, વડા પ્રધાનના સિંહાસને બેસનારને આ સ્થિતિ અસહ્ય લાગે એ સ્વાભાવિક હતું. આથી જ તો, ધીમે ધીમે કરતા તેઓ આગનું બનાવીનું કરવા મથ્યા હતા. પરંતુ સિન્ડિકેટે કોંગ્રેસ સંસ્થામાં તેમનો ગજ બહુ વાગવા નહોતો દીધો. કોંગ્રેસ પ્રમુખની બાબતમાં તેમને નદાજીને છોડીને નિજલિંગપ્પાનો સ્વીકાર કરવો પડ્યો હતો. હૈદરાબાદ અધિવેશન વખતે (૧૯૬૮ ફેબ્રુઆરી) કોંગ્રેસ કારોબારી દ્વારા ૭ બેઠકો ભરવાની હતી તેમાં તેમનો કશો જ ગજ સિન્ડિકેટે વાગવા નહોતો દીધો. અને કોંગ્રેસ પ્રમુખે પસંદ કરવાની ૧૩ બેઠકોમાંથી પાંચેક માટે આગ્રહ રાખ્યો હતો તેમાં એકાદથી જ તેમને સંતોષ માનવાનો વારો આવ્યો હતો. મધ્યસત્ર ચૂંટણી વખતેય મોટા ભાગના ઉમેદવારોની પસંદગીમાં ઘણે અંશે નમતું મૂકવું પડ્યું હતું.

આ સ્થિતિમાં ઇન્દિરાજી માટે સામો દાવ નાખ્યા વિના છૂટકો ન હતો. કોંગ્રેસ સંગઠનમાં તેમની પકડ પહોંચે એવી ન હોવાથી સત્તાના જોરે સત્તાની આસપાસનાઓનો "સુધ્ધર સ્તંભ" ઊભો કરવામાં તેઓ ભારે કુશળતાથી ચાલ્યા: કિચન કેબિનેટ અને

થયા તે જ શકા પુરવાર કરે છે માટે અમને ગજે ઊતરે એવો ખુલાસો નહીં કરવામા આવે તો પરિણામ બહુ જ ખરાબ આવશે

આ પછી ખુદ ઇન્દિરાજીએ પણ 'આક્ષેપો'ની વાત આગળ ધરી ત્યારે નિજલિંગપ્પાએ ઇન્દિરાજીને સ્પષ્ટ જવાબ વાળ્યો કે જનસઘ અને સ્વતત્ર પક્ષ સાથે મારે કોઈ પણ પ્રકારના જોડાણની વાતચીત થઈ છે એ સરિયામ જૂઠાણુ છે મે માત્ર જનસઘ અને સ્વતત્ર પક્ષના સભ્યોનો જ નહીં પણ અન્ય પક્ષોનો સપર્ક સાધ્યો હતો વળી તેમણે ઉમેર્યું કે હાલની કોંગ્રેસ સરકારને ઉથલાવી પાડવાની વાત નરી જોડી કાઢેલી છે હુ આશા રાખુ છુ કે તમે એ માનશો નહીં બદઇરાદાથી વિરોધીઓ જ આવી વાતો તોફાનીરૂપે ઉપજાવી કાઢતા હોય છે

આમ કહીને કોંગ્રેસ પ્રમુખે વડા પ્રધાનને ફરી વિનતી કરી કે તેઓ રેડીને માટે કોંગ્રેસ મતદારોને વ્હીપ આપે જવાબમા ઇન્દિરાજીએ વ્હીપ આપવાનો ફરીથી ઇન્કાર કરતા એવુ કારણ આપ્યુ કે વડા પ્રધાન આવે વખતે વ્હીપ આપે તો સુપ્રિમ કોર્ટના અગાઉના ચુકાદા મુજબ 'દબાણ' થયુ ગણાય અને ચૂટણી રદ થાય પાછળથી જાણીતા ધારા શાસ્ત્રી નૂરાનીએ સ્પષ્ટ કર્યા મુજબ, સુપ્રિમ કોર્ટનો ચુકાદો ભ્રષ્ટ અને અયોગ્ય દબાણ કરવા સામે જ હતો વડા પ્રધાનનો પોતાના જ પક્ષને અપાયેલો વ્હીપ ભ્રષ્ટ અને અયોગ્ય દબાણ ન હોઈ શકે આ બધા છતા જગજીવનરામ અને ફખરુદ્દીને માગણી કરી (તા ૧૩ ઑગસ્ટ) કે 'આવા સજોગોમા આપણા સસદ અને રાજ્યવિધાનમડળના સભ્યોને અતરાત્માની લાગણી પ્રમાણે મતદાન કરવાનો હક્ક મળવો જોઈએ"

રહી છે . મારે માટે ખૂબ વ્યાકુળ કરી મૂકે એવી બીના એ છે કે આપણા સાથીઓ જે અગ્રણી સભ્યો છે તેમને ખાતરી થઈ છે કે ઉચ્ચ કક્ષાએ સ્વીકૃત નીતિ અને સિદ્ધાન્તોની બાબતમા બિલકુલ વિરોધી એવા પક્ષો સાથે સમાધાન અને સમજૂતીના પ્રયત્નો કરવામા આવે છે ચૂંટણીઓ આપણા મૂલ્યો હાસલ કરવાનુ માધ્યમ છે સિદ્ધાન્તોને હાકી–ઢબૂરીને ચૂંટણીઓ જીતવાનુ હુ વિચારી શકતી નથી"

ઇન્દિરાજીની ધૃષ્ટતાનો પાર ન હતો પીઢ રાષ્ટ્રીય નેતા—કોંગ્રેસ પ્રમુખ નિજલિંગપ્પા પોતે જ્યારે વિશ્વાસપૂર્વક બધી આશકાઓને જૂઠી જણાવે છે, ત્યારે ઇન્દિરાજી તેમના સાથીઓ (જગજીવનરામ અને ફખરુદ્દીન)ની ખાતરી ઉપર ચાલી નિજલિગપ્પા જ ગુનાહિત હોય તેમ, મૂલ્યો અને સિદ્ધાતોનો ઉપદેશ આપતા હતા! આપણે જાણીએ છીએ કે પાછળથી કોંગ્રેસની કારોબારીમા (૨૫ ઑગસ્ટ) આ આક્ષેપો જુઠ્ઠા ઠર્યા હતા

આમ છતા 'અતરાત્માના અવાજ'ને નામે ઇન્દિરાજીએ 'મુક્ત મતદાન'ની ઝુબેશ આગળ ધપાવી!

ભારે કુનેહ અને કુટિલતાભરી બાજીની રમતમા ઇન્દિરાજી જીતી ગયા એકદરે કોંગ્રેસના ૩૦ ટકા સસદ અને વિધાન સભાસદોએ ગિરિને મત આપ્યા હતા સામ્યવાદીઓ અને ઉદ્દામોના ઉમેદવાર ગિરિ વિજયી નીવડ્યા અને કોંગ્રેસના અધિકૃત ઉમેદવાર રેડ્ડીનો પરાજય થયો ત્યારે ઇન્દિરાજી અને તેમના સાથીઓ માની ન શકાય એવા ગેનમા આવીને 'વિજયોત્સવ' ઊજવી રહ્યા હતા પોતે જ 'સ્પોન્સર' કરેલા રાષ્ટ્ર-પ્રમુખને વડા પ્રધાને પોતે જ દગાપૂર્વક હરાવ્યા હોય તેવો બનાવ કદાચ જગતના ઇતિહાસમા પહેલો જ હતો

## ૨ : અંતરાત્માનો અવાજ કે સત્તાનો વ્યૂહ ?

રેડ્ડીની ઉમેદવારી વિષે એક બીજો મુદ્દો ઇન્દિરાજીએ ઉઠાવ્યો હતો. તેઓ બધો પક્ષોને સર્વસંમત એવા રાષ્ટ્રપ્રમુખની કોશિશ કરી રહ્યા હતા ત્યારે રેડ્ડીનું નામ કોંગ્રેસની અંદરના અમુક જૂથની ઇચ્છા અનુસાર નક્કી કરી નાખવા સામે તેમણે ઇશારો કર્યો હતો. ઇન્દિરાજીની આ વાત કંઈ ગેરવાજબી ન હતી

પરંતુ, વિરોધ પક્ષોની માંહોમાંહ અને કોંગ્રેસની અંદરના સિન્ડિકેટ વિષે સર્વસંમતિ શક્ય ન હતી ઇન્દિરાબહેને મીઠા રહીને મગનું નામ મરી પાડ્યું ન હતું અને પાર્લમેન્ટરી બોર્ડની બેઠકમાં આવી કોઈ વાત કરવાને બદલે તેમણે પોતા તરફથી જગજીવનરામનું નામ સૂચવ્યું હતું. એમાં અસ્પૃશ્યોને સન્માનવાનો હેતુ હોઈ શકે. પરંતુ ઝાકિરહુસેન વખતે મુસ્લિમ જમાતના સન્માન ઉપરાંત તેમની આગવી પ્રતિભા અને લાયકાત મુખ્ય હતા. જગજીવનરામ માટે એવું કહેવું શક્ય ન હતું. ગમે તેમ પણ, ઇન્દિરાજીનો આગ્રહ સ્પષ્ટ હતો. બીજી બાજુ, સિન્ડિકેટ અને મોરારજીભાઈની દૃષ્ટિએ તથા દેશના અનેક બિનકોંગ્રેસી નેતાઓની નજરે રેડ્ડીની લાયકાત ઘણી બધી હતી તેમણે લોકસભાના અધ્યક્ષ તરીકે જે દૃઢતાપૂર્ણ અને કામેનિષ્પક્ષતાભરી કામગીરી બજાવી હતી તેનાથી તેમના પ્રભાવમાં વધારો થયો હતો.

આમ છતાં, બને કે ઇન્દિરાજીને આ નિર્ણય યોગ્ય ન લાગ્યો હોય. અને એમની એ વાતમાં પણ જરૂર તથ્ય છે કે અંતે તો,

વડા પ્રધાનને ગણપ્રમુખ સાથે સૌથી વધુ નિકટ રીતે કામગીરી કરવાની હોઈ બંને વચ્ચે વૈમનસ્ય ન હોય તેવી પસંદગી થાય તે ઇષ્ટ છે પરંતુ આથીઓમાં મતભેદો પડ્યા અને પાર્લમેન્ટરી બોર્ડે બહુમતીથી ઇન્દિરાજીને અણગમતો નિર્ણય કર્યો જ, આ પછી નિર્ણય સાથે ચલાવવાની એકમાત્ર ફરજ ઇન્દિરાજીને શિરે આવી પડી હતી તેને બદલે તેમણે એક પછી એક બહાના અને તુક્કા ઊભા કરીને અંતે એ નિર્ણયથી સાવ વિરોધી નિર્ણય કરીને કેવું ભયંકર અનિષ્ટ સર્જ્યું છે તેનો ખ્યાલ હજી તેમને નથી એ સૌથી મોટા દુર્ભાગ્યની વાત છે

સૌથી પ્રથમ તો તેમણે કોંગ્રેસ પક્ષનો પાયો જ હચમચાવી નાખ્યો છે બહુમતીના નિર્ણયને જ ફગાવી દઈને તથા તેની પાછળ બદઇરાદા હોવાની આબોહવા ઊભી કરીને પક્ષના બુઝુર્ગ નેતાઓ સામે દ્વેષની લાગણી ફેલાવીને તથા ઠેઠ ઉપરથી નીચે સુધી પાર્ટીની આખી ઇમારતને ચીરી નાખીને તેમણે મનસ્વી આચારની નવી પ્રણાલી શરૂ કરી છે ખરેખર જો એ સવાલ અંતરાત્માનો સવાલ હોત — ખરેખર જો ઉચ્ચ કક્ષાનો આધ્યાત્મિક વિરોધ ઇન્દિરાજી અને તેમના સાથીઓના હૃદયમાં હોત — તો તેમણે તેમની પીઠ પાછળ રમત રમવાને બદલે પક્ષને છિન્નભિન્ન કરવાને બદલે સાથીઓને બદનામ કરવાને બદલે વધુ નમ્ર વધુ સહિષ્ણુ વધુ સ્વસ્થ બનીને પોતાના પદનો ત્યાગ કરવાનું વધુ પસંદ કર્યું હોત અને પક્ષની અંદર રહીને કરવાનું અશક્ય લાગ્યું હોત તો, અંતે અંતરાત્માની વફાદારીને કારણે પક્ષત્યાગ કરવાનું પણ ઇષ્ટ લેખ્યું હોત પરંતુ સૌ કોઈ અંતરથી સમજતા હતા કે અંતરાત્માનો સવાલ વ્યર્થ ઊભો કરવામાં આવ્યો હતો — મુક્ત મતદાન એ તો કેવળ રાજકીય સાધન હતું

એ વાત કોણ નથી જાણતું કે દરેક ચૂંટણી વખતે દરેક પક્ષ પોતાના પક્ષ ઉપરાંત બીજા પક્ષોનો પણ બને એટલો સહકાર લઈને અમુક સદ્ધિયારા વિરોધી ઉમેદવારને હરાવવા મથતા હોય છે? છેક

જનસંઘ અને બીજી માંડીને ઉદ્દામ કમ્યુનિસ્ટો સુધીના ચૂંટણી જોડાણો જગતમાં કોઈને આજ પૂરું આય આવી નથી આ વખતે ખુદ વડા પ્રધાને પોતે જ જનસંઘના નેતાઓનો હાથો ચાંપી જોયો હોવાનું જનસંઘના નેતા શ્રી વાજપેયી જાહેર કરી ચૂક્યા છે બીજી બાજુ એમના જ 'સિદ્ધાંતવાદી' અનુયાયીઓ સિન્ડિકેટને હિલાવવા 'સ્વતંત્રી'ઓની જોહુકમ બનાવી ગયા હતા !

> આ બધું જોતા એ વાત સ્પષ્ટ થાય છે કે ઇન્દિરાજીને હવે પોતાની સત્તા સરકી જવાનો ભય પેદા થયો હતો તેથી બેબાકળા બનીને જે દિશામાં જે કંઈ તલવાર વીંઝી શકાય તે વીંઝવા તેઓ મેદાને પડ્યા હતા બેંકોનું રાષ્ટ્રીયકરણ એક આ૦ હતું, અને અંતરાત્માના અવાજને નિમિત્તે મુક્ત મતદાન પણ એક હથિયાર હતું

આ વાત વધુ સ્પષ્ટ કરતા કેટલાક હેવાલો સૂચક છે શ્રી ચંદ્રકાન્ત શાહ ગુજરાત સમાચારના દિલ્હીના પ્રતિનિધિ છે તેઓ વર્ષોથી એકધારી હથોટીથી રાજકારણના પ્રવાહોનું અવલોકન-સમાલોચન કરતા આવ્યા છે આ વખતની ઘટનામાં એક રીતે તેમનું વલણ ઇન્દિરાજી તરફ ઝૂકતું રહ્યું છે તેઓ બેંગલોર પછીની ઇન્દિરાજીની માનસિક સ્થિતિનું સચોટ વર્ણન કરતા લખે છે (ગુજરાત સમાચાર)

> બેંગલોરથી આવ્યા પછી વડા પ્રધાને પૂરી બે રાત ખૂબ મંથનમાં વિતાવી આ દરમ્યાન એમને સલાહ મળી કે જો તમારે સામો ઘા કરવો હોય જ તો કાર્યક્રમો આગળ ધરો અને જેમની પ્રતિમા લોકોમાં પ્રગતિશીલ આર્થિક કાર્યક્રમના વિરોધીઓ તરીકે હોય તેવા અગ્રણી સામે ઘા કરો આ રસ્તે તમને લોકોમાં અને પક્ષમાં વધારે આવકાર મળશે એટલું જ નહિ જેવો ઘા કરો એની પછી તુરત આર્થિક કાર્યક્રમનું

એવું પગલું ભરો કે જેથી વ્યક્તિ સામેનો જે ઘા તમે કર્યો તેનો આંચકો લોક વિચારની દૃષ્ટિએ દેખાય નહિ અને લોકમત તમારા આર્થિક કાર્યક્રમ અંગેના પગલાની ઉપર જ કેન્દ્રિત થઈ જાય!

મોરારજીભાઈ સામેનું અસભ્ય અને ઓચિંતું પગલું અને મુખ્ય બેંકોના રાષ્ટ્રીયકરણના કાર્યક્રમની અણછાજતી ઉતાવળનું રહસ્ય આપણને અહીં જાણવા મળે છે.

# ૩: બેંકોનું રાષ્ટ્રીયકરણ: મનોવૈજ્ઞાનિક શસ્ત્ર

ચૌદ બેંકોનું રાષ્ટ્રીયકરણ જાહેર કરીને ઇન્દિરાજી ખરેખર માનસ-શાસ્ત્રીય ચાલ રમી ગયા હતા. દેશભરમાં તેમણે એક એવી જબરજસ્ત આમોહવા પેદા કરી દીધી હતી કે ૨૨–૨૨ વર્ષની દિશાવિહીનતા અને સ્થગિતતાનો અંત લાવીને ઇન્દિરાજી પ્રગતિશીલ, સમાજવાદી કાર્યક્રમને અમલમાં મૂકવા કટિબદ્ધ થયા છે. આ માર્ગે આડ અડચણ ઊભી કરનાર તમામને — મોવડીમંડળ સુધ્ધાંને — બાજુ પર ધકેલી દઈને તેઓ ખુશહાલ મંજિલે પહોંચવાનો નિર્ધાર કરી ચૂક્યા છે.

કોંગ્રેસની અંદરના અને બહારના લાખો નાગરિકોને માટે આ એક 'ચમત્કારિક' પરિવર્તનની ઘડી હતી અને આની તકનો લાભ બીજા કોઈ લઈ શકે તે પહેલાં ડાબેરી કમ્યુનિસ્ટ પક્ષે, કોંગ્રેસ બહારના અને અંદરના ઉદ્દામો અને 'યંગ તુર્કો'એ ભેગા મળીને લીધો. હવે તો એ વાત ખુલ્લેખુલ્લી કહેવાઈ ગઈ છે કે ઇન્દિરાજીની જય

પોકારતા જે સેંકડો નિદર્શનો થતા રહ્યા તેમાં મુખ્યત્વે ભાડૂતી નિદર્શકો હતા, તેમને માટેના નાણાં 'અગમ્ય' એવા સ્રોતમાંથી આવ્યા હતા.

આવાં નિદર્શનો સરઘસો અને રેલીઓથી ઇન્દિરાબહેન પોતે અસાધારણ અભિભૂત થતા હતા. તેમનો ભાવાવેશ એકાએક પલટાઈ ગયો હતો — જાણે તેમનું હૃદય ગરીબો માટે તૂટી પડતું હતું જાણે તેઓ બનો ગજ્જૈભવ છોડી દઈને અકિંચનોની હરોળમાં ઊભા રહી જવા તલસતા હતા. જાણે ૨૦ વર્ષની યાતનાઓનો અંત લાવી દેવા તેઓ ગમે તે ભોગ આપવા તૈયાર હતા.

તેમની આ પયગંબરી — મિશનરી જેહાદનું આત્મભાન તેમને વધુ ઝનૂની બનાવી ગયું હતું. તેમની વાણીમાં પીપન એટલે કે 'શોષિત ૨૭ જનતા' ને ઉદ્દેશીને ઉપરાઉપરી આપીનો થતી હતી આશ્વાસનો અપાતા હતા. બીજી બાજુ શોષકો અને ધનિકો માટે ભારોભાર નફરત અને ધમકીનો સૂર પ્રગટ થઈ રહ્યો હતો. ઇન્દિરાજીનું આ ગણ્યચંડીનું રૂપ ખીલતું જતું હતું તેમ તેમ તેમનું પીઠબળ વધતું જતું હતું!

દિલ્હીના પ્રેસ પ્રતિનિધિઓ જણાવે છે કે ઇન્દિરાજીને એવી કલ્પના પણ ન હતી કે બેંકોના રાષ્ટ્રીયકરણનું એકમાત્ર પગલું રાતોરાત તેમની ક્રાન્તિકારી 'ઇમેજ' ઊભી કરી દેવા શક્તિમાન બનશે. આથી આ અજબ ચમત્કાર પછી જ તેમની હિંમત વધી હતી. આમાથી જ રેડ્ડીની સામે અંતરાત્માના અવાજને અનુસરતો મુક્ત મતદાનનો ફોર્મ્યુલા તેમને લાધ્યો હતો! આ આવેશમાં આવીને તેમણે પોતાના જાહેર નૈતિક કમિટમેન્ટને તિલાંજલિ આપી હતી.

પોતાના સાથીદારો સાથેની સચ્ચાઈ, પોતાના પક્ષ માટેની ઇન્ટેગ્રિટી (વફાદારી) હવે તેમને મન અતિ મહત્ત્વના મૂલ્યો રહ્યાં ન હતાં. હવે તો, જે કોઈ યંગ તુર્કો, ઉદ્દામો, ટ્રેડ યુનિયનિસ્ટો, રાજાઓ

તથા મવાળ ડાગેપથી અને ઉદ્દામ સુંદરૈયાપથી કમ્યુનિસ્ટો તથા કમ્યુનિસ્ટોના આથી સહપાથીઓ સૌ કોઈના સાથ સહકારમા સમાજ-વાદના પથે, વર્ગવિગ્રહના પથે, કોંગ્રેસને વિજયવતી બનાવવાના મનોરથો બેચેન બનાવી રહ્યા હતા આથી જ તો, તેઓ ફરી ફરીને જાહેર કરી રહ્યા હતા કે કેવળ બેંકોના રાષ્ટ્રીયકરણથી કશુ પતવાનુ નથી એક પછી એક નવા કાર્યક્રમો હાથ પર લેવા રહેશે

આમ એક જ તીર તાકતા ઇન્દિરાજીનો સૂર્ય મોઝે કળાએ તપવા માંડ્યો હતો ઇન્દિરાજી રગમચ પર આબાદ પાઠ ભજવી ગયા. પરતુ પડદા પાછળનો સાચો ચહેરો જોયા પછી એ રગમચ બનાવટી લાગે તો નવાઈ નહિ

બેંકોના રાષ્ટ્રીયકરણનો સૂર તો ૧૫ વર્ષ પૂર્વે કોંગ્રેસમા ઊભો થયો હતો ટી ટી કૃષ્ણમાચારી નાણાપ્રધાન હતા ત્યારેય તેમણે કામરાજના 'આશીર્વાદ' સાથે આ સવાલ આગળ આણ્યો હતો

## "નવી દિશા : નવો વળાંક"

ઇન્દિરાજી વડા પ્રધાન બન્યા તે પછીની વાત જોઈએ ઇન્દિરાજી વડા પ્રધાનપદે આવ્યા ત્યારે જ પરિસ્થિતિ ઓડી નાજુક ન હતી

- ૧૯૬૭ની સાર્વત્રિક ચૂટણી વખતે આખી કોંગ્રેસ સચેત બની ગઈ હતી ૨૦ વર્ષ સુધી એકલી રાજ્યતંત્રભાર ખ્નારી સસ્થાના હાથમાથી શાસન સરકી જવાનો ભય પેદા થયો હતો આથી તેણે ઘણા વર્ગોથી પાછો ઠેલાયેલો બેંકોના રાષ્ટ્રીયકરણનો સવાલ હાથ પર લીધો અને ખાસી વિચારણાને અંતે બેંકોના સામાજિક અંકુશની (રાષ્ટ્રીયકરણને બ ને સામાજિકકરણની) હિમાયત પોતાના ચૂટણી ઢઢેરામા કરી જો વડા પ્રધાનને આ સમાધાન સ્વીકાર્ય ન હતુ તો ત્યારે શાથી સમતિ આપેલી?

- ૧૯૬૬માં શ્રી અશોક મહેતાએ પોતે કેન્દ્રના એક પ્રધાન તરીકે બેંકોના રાષ્ટ્રીયકરણનું પુનરુચ્ચારણ કરેલું; અને નાણાપ્રધાન સચિન ચૌધરીએ તેને ટેકો આપેલો; ત્યારે વડાં પ્રધાન ઇન્દિરાજીએ જ ઠંડું પાણી રેડેલું !

- ૧૯૬૭ની ચૂંટણીઓ પછી કૉંગ્રેસ પ્રમુખ કામરાજે વધુ પ્રગતિશીલ નીતિની માગણી કરી હતી. તદનુસાર ચવાણ, સુબ્રહ્મણ્યમ્ અને અશોક મહેતાએ દસ મુદ્દાનો કાર્યક્રમ ઘડ્યો હતો. ચવાણે સંમતિ આપતાં વડાં પ્રધાન ઇન્દિરાજી પાસે એ રજૂ કરવામાં આવ્યો હતો.

— પરંતુ આ દસ મુદ્દામાં બેંકના રાષ્ટ્રીયકરણનો મુદ્દો ન હતો; કેમ કે તે પરત્વે સામાજિકકરણનો પ્રયોગ કરવાનો નિર્ણય લેવાઈ ચૂક્યો હતો. ઇન્દિરાબહેનનેય હજી રાષ્ટ્રીયકરણની એવી કશી ઉતાવળ ન હતી, એટલે તેમણે પણ ૧૦ મુદ્દામાં ૧૧મો મુદ્દો ઉમેરવાની જરૂર ન જોઈ. એટલું જ નહિ પણ—

- ૧૯૬૮માં ઇન્દિરાજીની જ સરકારે પાર્લમેન્ટની અંદર બેંકોના સામાજિક અંકુશનો કાયદો પસાર કરાવ્યો.

— ઇન્દિરાજીએ તો ત્યારે બે વર્ષ માટે પ્રયોગ કરવાનું વચન પણ આપેલું. આમ, જે વાત વર્ષો સુધી પોતે ટાળ્યા કરી તેનો દોષ બીજા કોઈને શિરે કેવી રીતે નાખી શકાય !

# ૪ : બેંકોનું રાષ્ટ્રીયકરણ : ઊલમાંથી ચૂલમાં !

બેંકોના રાષ્ટ્રીયકરણની આવશ્યકતા અને ઇષ્ટતાનો વીગતે વિચાર કર્યા વિના જ (ઇન્દિરાજીના પોતાના શબ્દોમાં) 'ઉતાવળે તૈયાર કરેલી આર્થિક નોંધ'ના જોર પર ઑર્ડિનન્સ જાહેર કરી દેવાનું ભલે ઇન્દિરાજી માટે સરળ બન્યું હોય પરંતુ આ વિષય એટલો બધો ગૂંચવણભર્યો હતો – પંદર વર્ષથી ખુદ કોંગ્રેસમાં ચૂંથાતો હતો કે ખુદ પં. નેહરુની હિંમત પણ એ રાફડામાં હાથ નાખવાની ચાલી ન હતી ત્યારે ઇન્દિરાજી એ માટે ધસી ગયા હતા। આ જાહેરાત કરી દીધા પછી તેનો અમલ કેવી રીતે કરવો અને તેને પરિણામે પેદા થનારી સમસ્યાઓના ઉકેલ અંગે શું કરવું પડશે, તેનો ખ્યાલ સુધ્ધાં કરી લેવાની દરકાર રાખી ન હતી સંસદમાં જ્યારે એ ખરડો છેક છેલ્લા ત્રીજા વાચન સુધી પહોંચી ગયો, ત્યારે 'પાંચ સુધારાઓ અંગે ભૂલથાપ ખાઈ ગયાનો' એકરાર ખુદ કાયદા પ્રધાને પોતે કર્યો હતો।

ખેર વડા પ્રધાને ૧૪ મુખ્ય બેંકોનું રાષ્ટ્રીયકરણ કરવા માટે જે મુખ્ય હેતુઓ જાહેર કર્યા હતા તે સર્વપ્રથમ જોઈ લઈએ

(૧) ધિરાણ ખાનગી હાથોમાં પડેલા રાજકીય તંત્રને તેમાંથી બહાર કાઢવું,

(૨) કૃષિ ક્ષેત્ર અને નાના ઉદ્યોગો તથા નિકાસ માટે પૂરતું ધિરાણ થાય તેવી જોગવાઈઓ કરવી

(૩) બેંક-મૅનેજમેન્ટને ધંધાદારી વળાંક આપવો;
(૪) ધંધા-ઉદ્યોગોના ક્ષેત્રે નવા વર્ગોને ઉત્તેજન આપવું;
(૫) બેંક વ્યવસાયની પૂરતી તાલીમ આપવાની જોગવાઈ કરવી;
(૬) બેંકના કર્મચારીઓને નોકરી અંગે વાજબી શરતો આપવી.

ખૂબી તો એ છે કે આ હેતુઓ સામાજિક અંકુશ વખતેય રજૂ કરવામાં આવ્યા હતા. હવે, રાષ્ટ્રીયકરણ વખતે આ હેતુઓનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે, ત્યારે અગાઉ કરતા તેનો જુદો અર્થ અભિપ્રેત હશે એમ સમજવું ?

નક્કર રીતે જોતા પ્રથમ બે સ્પષ્ટ હેતુઓ (સામાજિકકરણની મુખ્ય ભૂમિકા હતા તે જ !) સિવાયના તમામ હેતુઓ સાવ ધૂંધળા છે. દા. ત., (૧) ખાનગી હાથોમાં પડેલી બેંકો કરતા સરકારી અમલદારોના હાથોમા પડનાર બેંકો વધારે 'ધંધાદારી' કુનેહ દાખવશે એવો ખ્યાલ આજ સુધીના અનુભવથી વિરોધી છે, એટલુ જ નહિ, વાહિયાત છે. (૨) ધંધાઉદ્યોગના ક્ષેત્રે "નવા વર્ગો"ને ઉત્તેજન આપવુ એટલે શુ ? આ "નવા વર્ગો" એટલે શુ ? ધનિક ખેડૂતો, જેઓ સ્વરાજ્યના ૨૨ વરસ દરમ્યાન ગ્રામવિસ્તારમા વધુ આર્થિક-રાજકીય જીવન ઉપર પકડ લઈ બેસી ગયા છે તે ? (૩) બેંક વ્યવસાયમા પડેલાઓની તાલીમનુ કાર્ય તો આજે મોટી બેંકો જાતે કરી રહી છે જ, એ પૂરતુ ન હોય તો સરકાર તેવા તાલીમકેન્દ્ર દ્વારા વધુ સગવડ આપી શકે, ખાનગી બેંકો ઉપર ફરજિયાત તાલીમ માટે દબાણ પણ આણી શકે. આવા કારણસર કંઈ 'રાષ્ટ્રીયકરણ'ની ગદા ઉગામવાનુ કેવળ હાસ્યાસ્પદ જ ઠરે. (૪) ખાનગી બેંકોના કર્મચારીઓને અપાતા પગારોનુ તથા સગવડોનુ ધોરણ સર્વસાધારણ ઉદ્યોગોની દૃષ્ટિએ નીચુ અગર ઊતરતુ હતુ એવું તો કોઈ જ કહી નહિ શકે. સરકારહસ્તક આ વ્યવસાય જતા એનુ ધોરણ ઊંચુ લાવવાનુ વચન ખરેખર અમલમા મૂકી શકાવાનુ છે ખરુ ? લગભગ

૨૦૦૦ જેટલી શાખાઓના જંગી કાફલાને પહોંચી વળવા માટેની જોગવાઈ સરકાર એકદમ કરી શકવાની છે ખરી? (હવે, સરકાર પોતે આ ઉત્સાહી મુદ્દો ભૂલી જવાની પેરવીમાં જણાય છે!)

*

બૅંકોના રાષ્ટ્રીયકરણથી શું વળશે તેનો વિચાર કરતા ઘણા બધા અભ્યાસીઓ અને અનુભવીઓ એવો અભિપ્રાય ધરાવે છે કે—

- 'સામાજિક અંકુશ' દ્વારા જ સરકારને નાના ઉદ્યોગો અને નાના ખેડૂતોના ધિરાણને લગતી બાબતોમાં બૅંકોને યોગ્ય સૂચનો આપવાની સત્તા પ્રાપ્ત થઈ ચૂકી હતી અને તેવો વળાંક લેવાઈ પણ ગયો હતો
- ઇમ્પીરિયલ બૅંકનું સ્ટેટ બૅંકમાં રૂપાંતર કર્યું ત્યારથી ભારતની ત્રીજા ભાગની બૅંક-વ્યવસ્થા સ્ટેટ બૅંકની દ્વારા સરકાર હસ્તક ચાલી ગઈ હતી
- બીજા અનેક ક્ષેત્રોની જેમ સરકારી અને ખાનગી બંને પ્રકારની બૅંક પદ્ધતિને કારણે તંદુરસ્ત હરીફાઈનું તત્ત્વ જળવાઈ રહ્યું હતું હવે રાજ્યનો ઇજારો આવતા તેના દૂષણોનો ભય વધ્યો છે.
- રિઝર્વ બૅંકને હસ્તક એટલી બધી સત્તાઓ છે કે તે ધારે તો ખાનગી બૅંકોની ગેરવાજબી કારવાઈઓને ઠેકાણે લાવી શકે એમ છે.

આ બધા છતા એક મહત્ત્વની હકીકત તરફ દુર્લક્ષ થઈ શકે એમ નથી ઘણી ખાનગી બૅંકો અમુક કુટુંબોના કાબૂ નીચે એવી તો જકડાઈ ગઈ હતી કે જાણે એ તેમની વરેલુ પેઢીઓ હોય તે રીતે તેનો વહીવટ ચલાવાતો હતો ડિરેક્ટરો પોતાના અંગત લાભ માટે વા સટ્ટા માટે મોટી રકમોનો ઉપાડ કરતા હતા. આ ઉપાડની જંગી રકમોની સરખામણીએ તેમના રોકાણનું જોખમ બહુ નાનું હતું સામાજિક અંકુશ પછી પણ આ પરિસ્થિતિ ચાલુ રહી હતી એ ઓછા દુઃખની વાત નથી આનું કારણ એ હતું કે જૂની પરંપ-

ધરાવનારાઓ એટલા લાગવગવાળા સબળ તત્ત્વો હતા કે તેમને આડકતરી રીતે હરાવવાનું અશક્ય બની ગયું હતું આ પકડ તોડવી જરૂરી હતી

આ દલીલ વાજબી છે જવાબ માત્ર એટલો જ છે કે સામાજિક કાયદાને વધુ કડક બનાવવાથી આનો ઉપચાર કરવાનું અશક્ય ન હતું રાષ્ટ્રીકરણ થી અમલદારશાહીનો જન્મ પેદા કરવાની જરૂર ન હતી ઘણા વિવેચકો એવું માને છે કે

- રાષ્ટ્રીયકરણનો જે મુખ્ય હેતુ હતો કે કૃષિક્ષેત્ર અને નાના ઉદ્યોગોને ઘણા મોટા પ્રમાણમાં ધિરાણની સગવડો મળવી જોઈએ તે હેતુ સામાજિક અંકુશ દ્વારા, તેનો લક્ષ્યાંક વટાવી જવા સુધીની હદે સાધી શકાયો હતો
- અનુભવે એમ પણ જણાયું છે કે નાના ઉદ્યોગો અને નાના ખેડૂતોની પ્રગતિ જરૂરી ધિરાણને અભાવે રૂંધાઈ હતી પરંતુ ધિરાણ લેનારની જરૂરિયાત ઊભી થાય તે પૂર્વેની તેની જરૂરિયાતો પૂરી પડી શકી ન હતી આથી જ તો રિઝર્વ બેંક તરફથી સહકારી મંડળીઓ દ્વારા ગ્રામવિસ્તારોને ધિરાણ આપવાની જે વ્યવસ્થા કરવામાં આવેલી છે, તેનો પણ પૂરતો લાભ લઈ શકાયો નથી
- સામાજિક અંકુશના ગાળે પ્રગતિ સધાઈ રહી હતી તથા ખાસ નિમાયેલા બેંકિંગ કમિશન તરફથી વધુ સુધારાનાં સૂચનોની રાહ જોવાઈ રહી હતી ત્યારે આ ઉતાવળ અપક્વતાના દૃષ્ટાંત રૂપ હતી
- અત્યારે જ્યારે ભારતનું આર્થિક તંત્ર માંડ માંડ પાટે ચડી રહ્યું છે, ત્યારે જ તેને ઉથલાવી પાડે એવો એકાએક બીજા જ પાટે ચડાવી દેવાનો અખતરો ખરેખર જોખમકારક નીવડવા સંભવ છે આથી વ્યવસ્થાતંત્રની સામે અનેક નવી ઉપાધિઓ ઉભી થશે, ઘણી બધી શક્તિઓ એમાં ખેંચાઈ જશે

● આજે બેંકોની કુલ થાપણમાંથી સરકારને થતા ધિરાણની રકમ રૂ. ૪૭૦૦ કરોડ રૂપિયા જેટલી છે—જે ધિરાણના ૭૫ ટકા થાય છે. હવે, સરકાર હસ્તક કારભાર જતાં સરકાર પોતાની ધિરાણ-રકમ વધારતી જશે એ ભય પણ બિલકુલ અસ્થાને નથી; અને તેનો વ્યય ઉત્પાદક રીતે જ થશે એમ માનવાને કંઈ કારણ નથી. રાષ્ટ્રીયકરણની વાત કરવી સહેલી છે. એ સૂત્ર રૂપાળું છે. એનું આકર્ષણ પણ હશે, પરંતુ આપણા દેશમાં આજ સુધીમાં સરકાર હસ્તકના જાહેર ક્ષેત્રે જે અનુભવ થયો છે, તે તરફ કેવળ ઉપેક્ષા સેવવામાં ડહાપણ નથી.

> કુલ ૫૫ મોટા સાહસોમાં રૂ. ૩૩૩૩ કરોડનું રોકાણ થયું છે. જંગી મૂડી રોકાણવાળા ૫૫ ઉદ્યોગો-માંથી ૩૦ ખોટનો જ ધંધો કરે છે. ૧૯૬૬–૬૭માં ૩૮ સાહસોએ નફો કર્યો હતો અને ૨૮ સાહસોએ ખોટ ખાધી હતી. નફો ૪૮ કરોડનો થયો હતો તેની સામે ખોટ રૂ. ૮૩ કરોડની થઈ હતી. આમ એક જ વરસે, એકંદરે ૩૫ કરોડની ખાધ આવી હતી !

કોઈ પણ ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કરવા પૂર્વે તેની આર્થિક બાજુ તો ખાસ વિચારવી જોઈએ. વળી, તેની રાજકીય બાજુ પણ ઘણી મહત્ત્વની છે. રાજ્ય હસ્તક ઉદ્યોગોનો અર્થ નોકરશાહી હસ્તક ઉદ્યોગો. એનો અર્થ ખાનગી મૂડીવાદને સ્થાને રાજ્યનો મૂડીવાદ—જે કોઈ પણ ખાનગી મૂડીવાદ કરતાં વધુ ભયંકર હોવાનો !

> "મારા અભિપ્રાય મુજબ રાજ્યની હિંસા કરતાં ખાનગી માલિકીની હિંસા ઓછી નુકસાનકારક છે."
>
> —ગાંધીજી

બૂરી હાલત થઈ છે, તે જ સામ્યવાદને આકર્ષે છે. આવી હાલત થઈ છે તેનું મુખ્ય કારણ એ છે કે કૉંગ્રેસના ધ્યેય અને આદર્શ અમલમાં મૂકવા સામે કૉંગ્રેસના મોવડી મંડળમાંના મોટા ભાગના આડ ધરી ઊભા રહી જાય છે. એમને દૂર કરીને, એમને સ્થાને સાચા પ્રગતિશીલો, સાચા સમાજવાદીઓ, સાચા ઉદ્દામોના હાથમાં કૉંગ્રેસની લગામ મૂકવા હું મથું છું. આવી નેતાગીરી જ 'પ્રગતિશીલ' સરકારને મદદરૂપ થઈ શકે અને એમ થાય તો ભારતમાં પ્રજાકલ્યાણની દિશામાં ઝડપી પ્રગતિ થાય અને વર્ગોની હતાશા અને સ્થગિતતાને કારણે સામ્યવાદને માટે જે અનુકૂળ તકો ઊભી થઈ છે તે નેસ્તનાબૂદ થાય. કમ્યુનિસ્ટોના હાથ હેઠા પડે, ... હું આ બધું કરી રહી છું.

— ઇન્દિરાજી આવો દાવો કરશે એમ મેં કહ્યું ? હકીકતે, તેઓ આવો દાવો કરી જ રહ્યાં છે, અને પોતાના આ દાવાના સમર્થનમાં તેઓ '૧૪ બૅન્કોના રાષ્ટ્રીયકરણ'નું પગલું ફરી ફરી સૌને યાદ કરાવી રહ્યાં છે, તથા બીજાં આવાં પગલાં ભરીને કૉંગ્રેસના સમાજવાદી ધ્યેયને પાર પાડવાની, પોતાની હોંશ અને દૃઢતા પણ ફરી ફરી જાહેર કરી રહ્યાં છે.

વધુમાં, તેઓ એમ પણ કહી શકે કે 'હું કૉંગ્રેસમાં યુવક અગ્રિમની આગેવાની હતી ત્યારે, તથા કૉંગ્રેસની પ્રમુખ બની ત્યારે, અને કેરળમાં કમ્યુનિસ્ટોએ ભારે નામનાવાળું સામ્યવાદી જમાવી દીધું હતું ત્યારે (૧૯૫૯ના આગામી) તેમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાના જનઆંદોલનની પાછળ પ્રેરણા અને નિમિત્તરૂપ હું બની હતી — કમ્યુનિસ્ટો મારો એ 'ગુનો' કદી માફ કરી શકયા નથી.... તમે જોયું કે [illegible] સમયમાં પ્રજાનો [illegible] ખોટો કરીને, હું ગુજરાત અને કેરળની કમ્યુનિસ્ટ સરકારોને [illegible] . ૧૯૬૭ની ચૂંટણી પછી હું આ બધી પેરવીઓ કરી લેવા [illegible]

છુ. મારા રસ્તામાં વચ્ચે આવનારાઓને હુ બાજુએ હટાવી દેવા માગુ છુ. આ માટે ત્રણ તાકીદના પગલા અનિવાર્ય છે:

(૧) મારી સરકારમા મને અનુકૂળ સાથીઓ જ હોય તેવી પુનર્રચના, (૨) કોગ્રેસની કારોબારીમા મારી આ યોજનાને પુષ્ટિ આપે તેવા પ્રકારની બહુમતી, (૩) સમાજવાદમા પૂરી શ્રદ્ધા હોય તેવા દેશના તમામ બળોની એકતા (અલબત્ત ઇન્દિરાજીની નેતાગીરી નીચે).

ટૂકમા, ઇન્દિરાજી કોગ્રેસમા રહીને કોંગ્રેસમાના મુખ્ય મોવડીઓને પરાજય આપીને તમામ સત્તા હાથ કરવાની નેમ ધરાવે છે. ઇન્દિરાબહેન 'અનિચ્છાએ' પણ ભારતના સર્વેસર્વા ડિકટેટર બનવા ઇચ્છી રહ્યા નથી શુ? વામનના આ ત્રણે પગલા લોકશાહી રૂપી બલિ રાજાનુ નિકંદન કાઢનાર સાબિત થાય તો નવાઈ નહિ

ઇન્દિરાજી આ કામગીરી કેવી રીતે પાર પાડવા માગે છે? એમની નેમ ગમે તે હોય પણ એમની પદ્ધતિ સામ્યવાદી છે તેઓ લોકોને ઉશ્કેરવાનો સામ્યવાદી કીમિયો અજમાવે છે।

(૧) ઇન્દિરાબહેને બધી પ્રજા નહિ, સાચી પ્રજા એટલે કે ગરીબો, દલિતોને પોતાની વહારે ધાવા અને પ્રત્યાઘાતીઓને ઠેકાણે લાવવા હાકલો કરી છે

(૨) કેવળ કોગ્રેસમાના ઉદ્દામો જ નહિ, કોગ્રેસ બહારના સમાજવાદીઓ અને જરૂર પડતા કમ્યુનિસ્ટોનો પણ સાથ સહકાર મળી રહે તેવી ગણતરીઓ કરી લીધી છે

(૩) પોતાને ખપતી સલાહો લેવા માટે ગુરુજન તરીકે કૃષ્ણમેનન, સુભદ્રા જોશી અને અરુણા અસફઅલી તથા માલવિયા તો વર્ષોથી એમની ફરજ બજાવતા રહ્યા છે. તેમની દ્વારા ઘરોબ થી કમ્યુનિસ્ટો સાથેનો સહકાર ગોઠવાઈ ગયો છે ઉદ્દામપંથીઓ

સાથે પણ વખત જતાં નોકરી શકાતાની—કમ્યુનિસ્ટ સાથીઓ ઉપર ભરોસો મૂકી શકાય એવી—નિર્ગત તેઓ મેની રહ્યાં છે.

(૪) પંડિતજીના વખતથી પ્રધાનમંડળમાં, અને સરકારી તંત્રોમાં ચાવીરૂપ સ્થાને અનેક માર્ક્સ કમ્યુનિસ્ટો, હમદર્દો, સહપંથીઓ ગોઠવાતા આવ્યા છે. ઇન્દિરાજી એ દિશામાં હિંમતપૂર્વક આગળ વધી રહ્યાં છે. એનું છેલ્લું ઉદાહરણ બંગાળમાં નવા ગવર્નર તરીકે ધવનની નિમણૂક ગણી શકાય ?

શું ઇન્દિરાજી આ બનાવનું 'લૉજિક' નહિ સમજતાં હોય?

## લક્ષ્મણરેખા ઓળંગાઈ રહી છે!

ઇન્દિરાબહેનની મનની મુરાદો ગમે તે હોય, પરંતુ લોકશાહીની લક્ષ્મણરેખાનું ભાન તેમણે ગુમાવી દીધું લાગે છે. સીતાનું હરણ થયું હતું. રાવણ ભિક્ષુવેશે આવ્યો હતો ને સીતાને લોભાવતો હતો, પણ સીતા લક્ષ્મણરેખાની અંદર સલામત હતી ત્યાં સુધી રાવણનું કંઈ ન ચાલ્યું. જેવો તેણે એ રેખા બહાર પગ મૂક્યો કે રાવણ ધસીને અપહરણ કરી જઈ શક્યો! (અલબત્ત, સીતાએ ભિક્ષુક રૂપધારી રાવણ માટેની દયાથી પ્રેરાઈને જ હાથ લંબાવ્યો હતો.)

—ઇન્દિરાજીને હાથે લોકશાહીની લક્ષ્મણરેખા ખરેખર ઓળંગાઈ રહી નથી શું? આ રહી એ લક્ષ્મણરેખા:

(૧) કોઈ એક વર્ગનું કે જૂથનું કે પક્ષનું નહિ, સમસ્ત રાષ્ટ્રીય હિતનું સંવર્ધન.

(૨) લોકશાહી અને બિનસાંપ્રદાયિક બંધારણના પાયા પર જ પ્રગતિ.

(૩) સમાજવાદ એટલે વર્ગયુદ્ધ નહિ, રાજ્યસત્તા દ્વારા વધુ ને વધુ રાષ્ટ્રીયકરણ (એટલે કે 'રાજ્યીકરણ'—'અમલદારી કરણ' નહિ,

રાજ્ય મૂડીવાદ નહિ; વર્ગવિગ્રહ નહિ, વર્ગ સમન્વય—વર્ગ-સંવાદની નિંદા

**— સમાજવાદ એટલે સામાજિક ન્યાયની સ્થાપના: સૌથી નીચે કચડાયેલાને સર્વપ્રથમ વિકાસની તક— અંત્યોદયના પાયા પર સર્વોદય.**

(૪) લોકશાહી સમાજવાદ એટલે લોકશાહી વત્તા સમાજવાદ નહિ; પરંતુ લોકશાહી સાધન દ્વારા જ ઉત્તરોત્તર સામાજિક ન્યાયની સિદ્ધિ. અશુદ્ધ સાધન દ્વારા જે પ્રાપ્ત થશે તેને ગમે તેટલું રૂડું નામ આપવામા આવે તોપણ તે અમાનુષી સત્તાતંત્ર હશે

શુદ્ધ સાધન દ્વારા જે કંઈ 'ક્ષુલ્લક' દેખાતુ પ્રાપ્ત થશે તે માનવીય અને ટકાઉ નીવડશે તે જ લોકશાહી અને સામાજિક ન્યાય (સમાજવાદ)ની ગરજ પૂરી પાડી શકશે આની નિંદા.

ટૂંકમા, લોકશાહી દ્વારા જે સિદ્ધ થઈ શકે તે જ સાચી સિદ્ધિ, તેનાથી જ સંતોષ

(૫) ગમે તે સ્થિતિમા પણ લોકશાહીમા નિંદા નહિ ધરાવનાર પરિબળોનો પડછાયો પણ લેવાનો ઇન્કાર

કમ્યુનિસ્ટો કે સહપંથીઓના ટેકા ઉપર ભારતમા 'સમાજવાદ' સ્થાપવાનો પુરુષાર્થ અને મનોરથ ગમે તેટલો મોહક હોય, લલચાવનારો હોય, પણ દેશને માટે તેમ જ ઇન્દિરાજીને પોતાને માટે એ ઘોર પરિણામો લાવનારો નીવડશે એ વાત ઇન્દિરાજી સમજી નહિ લે તો તેઓ જાતે સામ્યવાદી ન હોવા છતા સામ્યવાદના સાધન બન્યા વિના નહિ રહે, એ નિશ્ચિત છે.

## ૬ : કમ્યુનિસ્ટોનો ઇન્દિરાજીને ટેકો : શા માટે ?

ઇન્દિરાબહેન કમ્યુનિસ્ટ નથી જ. આ છતાં, કમ્યુનિસ્ટોએ એમને જે સાથ સહકાર આપ્યો છે તે સૌને વિચારતા કરી મૂકે એવો છે. ડાંગેપંથી ભારતીય કમ્યુનિસ્ટ પાર્ટી તો ઘણા વખતથી એ તકની રાહ જોઈને બેઠી જ હતી કે કોંગ્રેસમાંની પ્રગતિશીલ પાંખ તેની અંદરના પ્રત્યાઘાતીઓ સામે ક્યારે માથું ઊંચકે ને ક્યારે એમની વચ્ચે ફૂટ પડે, ને ક્યારે 'સાચા લોકશાહી અને પ્રગતિશીલ' બળ તરીકે અમે એમની પડખે ઊભા રહીએ ને ક્યારે આ દેશનો દોર અમારા હાથમાં સુગમ આવે...

ઇન્દિરાબહેને મોરારજીભાઈને પાણીચું પરખાવીને, ૧૪ બેંકોનું રાષ્ટ્રીયકરણ કર્યું કે તરત આ કમ્યુનિસ્ટોએ પોતાની બધી શક્તિ એમાં લગાવી દીધી હતી. એક બાજુ કામદારો, યુવાનો, મહિલાઓ, કર્મચારીઓ તથા વિદ્યાર્થીઓ અને જે કોઈને ઝાલી શકાયાં એ બધાને ઇન્દિરાબહેનના ઓવારણાં માટે એમને આગળ ધકેલ્યા હતા. એ સૌ ઇન્દિરાબહેનની 'નવી ઇમેજ' ઊભી કરવા મચી પડ્યા હતા.

બીજી બાજુ ઇન્દિરાબહેન તેમના કોંગ્રેસમાંના વિરોધીઓના વ્યૂહમાં ફસાઈ ન પડે, દુશ્મનો ગોઠવણ કરી તેમને ભૂંસી ન નાખે, આ પણ જોવાની કમ્યુનિસ્ટોએ પોતાની ફરજ લેખી હતી

ડાંગેપંથી કમ્યુનિસ્ટો માટે આ મુશ્કેલ ન હતું. તેમના પોતાના જ સહપંથીઓ (ફેલોટ્રાવેલર્સ) કોંગ્રેસમાં વર્ષોથી (પંડિત નેહરુના વખતથી) અનેક મહત્ત્વના સ્થાને બેઠેલા હતા જ. ઇન્દિરાબહેનના નવકાળમાં પણ એ પ્રક્રિયા ઘણી સિફતથી આગળ વધી હતી

— ઇન્દિરાજીના મંડળમાંના દિનેશસિંહ, વી કે આર વી રાવ અને નંદિની શતપથી પોતાની ફરજ બજાવવા તૈયાર હોય જ

— રાષ્ટ્રપ્રમુખની ચૂંટણી વખતે ઇન્દિરાબહેને બંડ પોકાર્યું ત્યારે રમેશ થાપર, મોહન કુમારમંગલમ્, હિંમતસિંહજી અને ખુદ ભૂપેશ ગુપ્તા જેવા કમ્યુનિસ્ટ સંસદ આગેવાન સુધ્ધા વ્યૂહની રચનામાં પોતાનો ફાળો અંગત મંત્રીઓની જેમ જ આપવામાં પરોવાયા હતા.

— જોતજોતામાં તો, ઇન્દિરાબહેનની સરકારને 'મોનોપોલી' મૂડીવાદીઓ અને 'સામંતશાહી'ની પિઠ્ઠુ સરકાર તરીકે છેવટ લગી ભાંડનાર ઉદ્દામ કમ્યુનિસ્ટ પક્ષે પણ આ હરીફાઈમાં ઝંપલાવી દીધું હતું રાષ્ટ્રપ્રમુખની ચૂંટણી અંગે એમણે ઇન્દિરાબહેનની મુક્ત મતદાનની માગને વધાવી લઈને એટલી હદે ધમકી આપી દીધી હતી કે જો ગિરિની ચૂંટણી નહિ થાય તો આ દેશના શ્રમજીવીઓ 'જનરલ સ્ટ્રાઇક' કરીને પ્રત્યાઘાતીઓની સામે અને ઇન્દિરાબહેનની પડખે ઊભા રહી જશે જો કોંગ્રેસના પ્રત્યાઘાતી વરિષ્ઠ નેતાઓ ઇન્દિરાજી સામે શિસ્તના પગલાં ભરશે તો એની સામે કમ્યુનિસ્ટ પાર્ટી મોરચો સજશે, એવી હાકલ પણ પક્ષના નેતા સુંદરૈયાએ કરી દીધી હતી.

પાકા નકસલવાદી નહિ, પરંતુ ચીન તરફ ઢળતા કમ્યુનિસ્ટોના જૂથ તરફથી પ્રગટ થતા 'નવી ક્રાન્તિ'ના પુરસ્કર્તા 'ફ્રન્ટિયર' સાપ્તાહિકે (તા ૨૩–૮–૬૯) લખી નાખ્યું હતું કે

> "આજે આવેલી પળ મહાન ઐતિહાસિક છે—હવે રાજનીતિ કે અર્થનીતિ એના એ રહી શકે એમ નથી. રાજકારણ, અંતે તો સત્તા કબજે કરવાનો વ્યવસાય છે"

સર્વસાધારણ સામ્યવાદીઓના ચિત્તનો પડઘો મેઇનસ્ટ્રીમ' (૨૩–૮–૬૯)ના અગ્રલેખમાં પડ્યો હતો તેનું શીર્ષક જ હતું 'સંયુક્ત રાષ્ટ્રીય મોરચા માટે તૈયારી કરો ' તેણે સ્પષ્ટ જણાવ્યું હતું કે—

ભારતનો ઇતિહાસ કરવટ બદલી રહ્યો છે. આ કંઈ વ્યક્તિઓનો સંઘર્ષ નથી, આ તો ઐતિહાસિક પરિબળોનો સંઘર્ષ છે. પ્રજા તેની આંતરિક તાકાતથી સજાગ બની છે. શ્રીમતી ગાંધી ઘણા મોટા પ્રમાણમાં મહત્ત્વની રીતે પ્રગતિશીલ બળોનો પ્રવાહ વહેવડાવવામાં સાધન બન્યાં છે...

પ્રગતિશીલ બળો સામે જિંદગીની અપૂર્વ તક આવી ઊભી છે. સ્થાપિત હિતો અને તેમના ખાંધિયાઓના હાથમાંથી પહેલ (અભિક્રમ) છીનવી લઈ, સૌ પ્રગતિશીલ બળોએ હેતુપૂર્વક, સ્પષ્ટ કાર્યક્રમના આધાર પર, એકઠાં થવું પડશે. દાયકાઓથી જે શાંતિમય સામાજિક આર્થિક ક્રાન્તિ પાકી રહી છે, તેનો હવે આરંભ કરી દેવાનો રહે છે. તે માટે કોંગ્રેસના પ્રગતિશીલો બહારના ઉદ્દામો સાથે ખભેખભો મિલાવીને આગળ વધતાં સંકોચ ફગાવી દે તે રીતે કમ્યુનિસ્ટોએ વર્તવું રહે છે. આ માટે, ખાસ તો બેઉ કમ્યુનિસ્ટ પક્ષોએ એમના આંતરિક ઝઘડા ફેંકી દઈને આગળ આવવું જોઈશે. બિલકુલ વિલંબ વિના ઉદ્દામ પરિવર્તન લાવવા લાગી જવું જોઈશે... આ માટે સમસ્ત દેશમાં જન આંદોલન જગાવી દઈને જનતા તેના સાચા વિરાટ સ્વરૂપમાં પ્રગટ થાય તેવું કરવું રહે છે.

આમ, દેશના કમ્યુનિસ્ટો માટે જિંદગીની અપૂર્વ તક આવી ગયાની પ્રતીતિ થતા તેઓ ગેલમાં આવી જાય તેમા નવાઈ શી ?

આ ઉપરાંત, રશિયાના અખબારો 'ઇઝવેસ્ટિયા', 'પ્રાવદા' તથા 'ઝા રુબેઝો'એ ઇન્દિરાબહેનના રાજકારણને વધાવી લઈને સમયસરની દોરવણી આપી છે. તેમા કોણ પ્રત્યાઘાતી છે, કોણ પ્રગતિશીલ છે એની યાદીઓ આપી છે. કમ્યુનિસ્ટોએ એક થઈને કેવો ભાગ ભજવવો જોઈએ તે પણ સૂચવ્યું છે.

— ત્યાના સવાદદાતાએ પ્રકાશપૂર્વક જાહેર કર્યું છે કે રશિયામા પહેલી જ વાર આટઆટલા પાના ભરીને ભારત અંગેના લખાણો છાપવાનું થઈ ગયુ છે. આ નોંધ ઘણી સૂચક છે.

કમ્યુનિસ્ટો ઇન્દિરાજીને આવો અપૂર્વ સાથસહકાર આપીને ખરેખર શુ સાધવા માગે છે? ઇન્દિરાજી કમ્યુનિસ્ટ નથી એ કંઈ કમ્યુનિસ્ટોથી છાની વાત નથી. એમની દ્વારા, એમને રસ્તે, જો આ દેશના ગરીબોનો ઉદ્ધાર થવાનો હશે તો તેઓ જ યાવચ્ચંદ્રદિવાકરૌ રાજપાટ ભોગવશે, એથી કમ્યુનિસ્ટોનુ શુ રંધાવાનુ છે? શુ ઇન્દિરાજીના ચમત્કારમા કમ્યુનિસ્ટોની એવી કાયાપલટ થઈ ગઈ છે કે તેઓ પોતાના રાજપાટની લાલસાનો સંન્યાસ લઈને બીજાને હાથે આ ધરતી પર *સ્વર્ગ ઊતરતુ જોવા જેટલા સાત્ત્વિક સાધુ બની ગયા ?*

કમ્યુનિસ્ટો પણ આવો દાવો તો નહિ કરે. એમનો તો ઇન્દિરા બહેન કમ્યુનિસ્ટ સત્તાના હાથા તરીકે ખપમા આવવાના હોય તો ને તેટલો જ ઉમળકો છે, તેની જ હોશ છે. . . .

'મેઇનસ્ટ્રીમ' (તા. ૨૩–૮–'૬૯)ના તંત્રીલેખમા આનો ઇશારો અપાઈ જ ચૂક્યો છે. "ઇન્દિરાબહેન જો એમણે અપનાવેલા રસ્તે આગળ વધવામા ખચકાશે તો દેશના પ્રગતિશીલ બળો જ તેમને ફેંકી દઈને આગળ વધશે. . . ."

અલબત્ત, ડાબેરી 'ન્યુ એજ' સાપ્તાહિકે (૩૧–૮–'૬૯) એવી આશા પ્રકટ કરી છે કે અમે ૧૯૬૩થી જે ધારણા સેવતા હતા તે હવે સાચી પડી ગઈ છે. હવે કોંગ્રેસની અંદરની બે શાખાઓ વચ્ચેનો સંઘર્ષ અસાધ્ય છે. ભલે કોંગ્રેસે બાહ્ય એકતા ટકાવી રાખી હોય પરંતુ અંદરના પ્રગતિશીલો અને લોકશાહી બળો આજની કોંગ્રેસનો અંત લાવીને જ જંપશે. રાજકીય ધ્રુવીકરણનો પંથ હવે સ્પષ્ટ બની ગયો છે કેમ કે બન્નેની વચ્ચેનો ભેદ કેવળ રીતિનીતિ (ટેક્ટિક્સ) પૂરતો નથી, રાજકીય છે. મૂળભૂત વ્યૂહરચનાનો છે. આ પ્રક્રિયા જ દેશની અંદરના તમામ લોકશાહી બળોને રાષ્ટ્રીય મોરચા સુધી દોરી જશે. જેમાં કમ્યુનિસ્ટોની નેતાગીરી અનિવાર્ય હોવાની . .

જોકે ઉદ્દામ કમ્યુનિસ્ટ પાર્ટી ઇન્દિરાજીના પગલામાં આવા કશા ગંભીર લક્ષણો જોતી નથી. 'પીપલ્સ ડેમોક્રસી' (તા ૩૧–૮–'૬૯) ના અગ્રલેખમાં તેમની માન્યતા સ્પષ્ટપણે જોવા મળે છે તેમના મતે

કોંગ્રેસના આંતરિક વર્ગીય ભાગલામાં કશો ફેર પડ્યો નથી. સિન્ડિકેટ અને ઇન્ડિકેટ–બન્ને જૂથ મૂળભૂત રીતે 'મોનોપોલી' મૂડી વાદનું જ પ્રતિનિધિત્વ કરે છે—એક 'મોનોપોલિસ્ટ' છે ને બીજુ 'એન્ટિમોનોપોલિસ્ટ' છે એવું નથી પહેલું જૂથ અંતિમ પ્રકારના પ્રત્યાઘાતીઓનું છે એટલે તેઓ આ દેશના દગાખોર પક્ષો–સ્વતંત્ર પક્ષ અને જનસંઘની સાથે કાવતરું કરીને પોતાની સત્તા ટકાવી રાખવા મથે છે, ત્યારે બીજુ જૂથ 'નવા' કાર્યક્રમની રજૂઆત કરે છે, ભરપૂર વચનો આપે જાય છે, પરંતુ વળી પાછા, પેલા પૂરેપૂરા દગાખોર જૂથ સાથે 'એકતા' પણ કરી લે છે! આજ પરિસ્થિતિ જોતા, ખરેખર 'ધ્રુવીકરણ'ની તક આવી ગઈ છે ત્યારે આ બીજુ જૂથ પાણીમાં બેસી જાય છે આ એનો અક્ષમ્ય ગુનો છે વળી, પોતાના હાથમાંથી કોંગ્રેસની લગામ છટકી ન જાય તે માટે જગજીવનરામ અને ફખરુદ્દીન દ્વારા અસ્પૃશ્યો તથા મુસ્લિમોને તે પોતાની સાથે ઘસડે છે....

—આ રીતે તે કોંગ્રેસની ગુમાવેલી પ્રતિષ્ઠા પાછી મેળવવા અને પોતાની સત્તા અકબંધ રાખીને ૧૯૭૨મા વિજયી નીવડવાની રમત રમે છે....

આમ લખી નાખ્યા પછી, આ ઉદ્દામ કમ્યુનિસ્ટ પત્ર ઉમેરે છે કે

આનો અર્થ એ નથી કે અમે આ રમતમાં તટસ્થ બેસી રહેવાના છીએ. બિલકુલ જ નહિ. કટ્ટર પ્રત્યાઘાતીઓનો વિજય ન થાય, એમને સમૂળા નિર્મૂળ કરી શકાય, તે માટે અમે એમના હરીફોને બધી જ મદદ કરતા રહ્યા છીએ અને કરવાના છીએ. આમ છતા, આ હરીફોને અમે મહાન પ્રગતિશીલો અને લોકશાહીના ધુરંધરો ગણીને છેતરાવા માગતા નથી, પ્રજાને છેતરીને તેઓ પોતાની સત્તા જમાવી એમે એ રીતે ઉત્તેજન પણ આપવા માગતા નથી.

ત્યારે 'ફ્રન્ટિયર' (તા ૩૦–૮–'૬૯) જુદી રીતે નિરૂપણ કરે છે. તેનો મત એવો છે કે, સિન્ડિકેટની સરખામણીએ ઇન્દિરાજી "ઓછુ અનિષ્ટ" (લેસર ઇવિલ) છે અમુક મુદ્દાઓ ઉપર તેમનો સહકાર કરવો યોગ્ય છે, કામચલાઉ ટેકો આપવો જરૂરી છે. પરતુ ઑગસ્ટમા જે બન્યુ તે "ઑગસ્ટ ક્રાન્તિ" નથી જ. ખોટા ભ્રમમા રહેવુ ન જોઈએ

આ પછી તે ઉમેરે છે કે—

ઇન્દિરાબહેન હવે આગળ વધતા ખચકાય છે, 'રાજાઓના સાલિયાણાની નાબૂદી' અંગે તેમણે ખાનગીમા ૧૯૭૨ સુધીમા કશુ પગલુ ન ભરવાનુ વચન આપ્યાનુ જણાય છે! મોટા મૂડીવાદીઓના દબાણનુ આ પરિણામ છે વળી, કોંગ્રેસમા જે 'એકતા' સાધવામા આવી, તે પણ મોટા મૂડીવાદના દબાણનુ પરિણામ છે અને ૧૯૭૨મા વિજય મેળવવા માટે મુસ્લિમો અને હરિજનોને જીતવા કોમી અપીલનો પણ ઉપયોગ થઈ ગયો છે.

ટૂંકમા, એકે જૂથ સ્થાપિત હિત-વિરોધી નથી આથી કરીને કેન્દ્રમા બગાળ અને કેરળના જેવી સયુક્ત મોરચા સરકારનુ સ્વપ્નું સેવવાની ભૂલ ન કરવી જોઈએ એવી સલાહ આપીને 'સમાજ' તથા 'ઉદ્દામ' બન્ને કમ્યુનિસ્ટ પક્ષોને યાદ આપે છે કે "લાભી અને શ્રમ ભરી આકરી લોકલડતો વિના ટૂંકા રસ્તે 'સયુક્ત સરકાર'ની લાલચ જોખમરૂપ છે"

આ પત્રના મતે છેલ્લા દોઢ મહિનામા બન્ને કમ્યુનિસ્ટ પક્ષોએ ઘેલા બનીને ઇન્દિરાજીને વહાલા થવાની જે અધીરાઈ દાખવી છે તે અસ્થાને હતી ગરજ ઇન્દિરાબહેનને છે એ રખે ભુલાય. સિન્ડીકેટની ટેકો અપાય જ નહિ

ઇન્દિરાજી વિષે લખતા તે જણાવે છે ઇન્દિરાજીને કોઈ બાબતમા—ખાસ કરીને આર્થિક મુદ્દાઓ અંગે કશી બૌદ્ધિક નિષ્ઠા નથી અલબત્ત વ્યવહારમા તેઓ બહુ કુશળ છે અને ચાલાક પણ છે પરન્તુ ઉદ્દામ દેખાવ અને વચનથી કશું સિદ્ધ થતું નથી

*

આમ, કમ્યુનિસ્ટોની નીતિ ખુલ્લી પડે છે પહેલા કોંગ્રેસમા ફૂટ પાડવાની નીતિ અખત્યાર કરી તે કામયાબ ન નીવડી ત્યારે ઇન્દિરાજી ઉપર સામૂ નાખી શકાય તેટલુ લાવીને તેમને દબાવવાનુ ધોરણ અખત્યાર કર્યું છે—પણ તે "નક્કી ધોરણે અને શરતોએ "

એમનુ આ ધોરણ એમને પોતાના નોકશાહી' ઉદ્દામ મોરચામા જે કાર્યક્રમો રજૂ થતા રહ્યા છે તે વા તેનુ જ ધોરણ તેમા એક એ પણ ખરુ કે દક્ષિણ વિયેતનામમાની વિયેતકોંગી કમ્યુનિસ્ટ સરકારને તથા પૂર્વ જર્મનીની સરકારને માન્યતા આપવી !

ટૂંકમાં ઇન્દિરાબહેનને કમ્યુનિસ્ટોનો સ્પષ્ટ પડકાર છે 'કા તો

આગે બઢો, વા પ્રત્યાઘાતીઓ આગળ ઝૂકી પડીને પ્રજાનો રોષ વહોરી લો . . . ને ખતમ થાઓ . . ."

ટૂંકમાં, ઉદ્દામો અને કમ્યુનિસ્ટો કહે છે કે અમારા સાથ વિના કશું જ બનવાનું નથી! કમ્યુનિસ્ટોની વાત સ્પષ્ટ છે. ઇન્દિરાજી શો જવાબ વાળે છે?

# ૭ : ઇન્દિરાજી અતો ભ્રષ્ટઃ તતો ભ્રષ્ટ!

ઇન્દિરાબહેનનો કમ્યુનિસ્ટોને શો જવાબ છે? કદાચ એમને કશો ચોક્કસ જવાબ આપવાની જરૂર જ જણાતી નહિ હોય એ તો પોતાની ધૂનમાં છે. ભારે ઉતાવળમાં છે. ૧૧–૧૨ વરસના ફૂવડ રાજ્યકારભારથી તંગ આવીને જાણે કે, તેમને રાતોરાત ક્રાન્તિ કરવી છે. હા, 'રાતોરાત ક્રાન્તિ'નો ઇલમ કમ્યુનિસ્ટો પાસે છે, તેમણે એ અનેક દેશોમાં અજમાવેલો અને નીવડેલો સાબિત થયો છે પરંતુ ઇન્દિરાબહેન કમ્યુનિસ્ટ છે નહિ અને થવા માગતાં પણ નથી!

## ટૂંકો હિસાબ

એમણે તો ટૂંકો હિસાબ માંડ્યો લાગે છે. રાષ્ટ્રપ્રમુખ ગિરિ, ઉપરાષ્ટ્રપ્રમુખ પાઠક તથા લોકસભાના અધ્યક્ષ તરીકે ઢિલોન ત્રણે ચાવી રૂપ સ્થાને પોતાના માણસોને તેમણે બેસાડી દીધા છે. આમ સરકાર (સત્તા)ની પાંખ ઉપર પોતે સવાર થઈ ચૂક્યાં છે, હવે, કૉંગ્રેસ (સંસ્થા)ની પાંખ ઉપર સવાર થઈ જવાની તેમની મુરાદ પણ ઠીક ઠીક પ્રમાણમાં સફળ થઈ રહી છે અમદાવાદ જેવા પ્રત્યાઘાતી નગરમાં નહિ, દિલ્હી જેવી ઉદ્દામ પાટનગરીમાં કૉંગ્રેસની

મહાસમિતિની બેઠક મળે એટલી જ વાર છે. કોંગ્રેસની અંદર સિન્ડિકેટ અને મોરારજીભાઈ સામે ભારે અસંતોષ ધૂંધવાઈ રહ્યો છે, હવે એને બરાબર આંતરવાનો સવાલ છે. રાજકારણી દાવપેચની બાબતમાં ઇન્દિરાજીને પોતાની તાકાત વિષે પૂરો આત્મવિશ્વાસ છે. આજ પૂર્વે સંઘર્ષના લગભગ દરેક તબક્કે તેમણે વરિષ્ઠ નેતાગીરીને ઝૂક ખવડાવી છે, અલગ પાડી દીધી છે, અથવા અકરાંકર વિરોધ જગાવીને મૂંગી લાચાર તો બનાવી દીધી છે જ.... મહાસમિતિમાં પણ આ વ્યૂહ સફળ રીતે પાર પાડવાનું એમને અશક્ય નહિ લાગતું હોય. ત્યાર બાદ રહે છે ત્રીજો કોઠો કોંગ્રેસના ખુલ્લા અધિવેશનનો!

એકંદરે એવું બનતું હોય છે કે જેમ નીચેના સ્તરે જાઓ તેમ ઉદ્દામ સૂત્રો દ્વારા લાગણીઓ ઉશ્કેરનારાઓને વધુ તક સાંપડતી હોય છે. તેમની વધુ વાહ વાહ થતી હોય છે. આમ, ખુલ્લા અધિવેશન રૂપી ત્રીજા કોઠામાં પણ ઇન્દિરાજીનો બેડો પાર પડે એ બનવા જોગ છે પણ પછી શું? એક વાર મત જીતી લીધા પછી શું? જે ક્રાન્તિ કરવાની છે તેનું શું? આ પછીનો સવાલ ઘણો મહત્ત્વનો છે. આ દેશમાં લોકશાહી છે અને ઇન્દિરાગાંધીએ લોકશાહી પ્રક્રિયા દ્વારા દેશનાં દુઃખદર્દ દૂર કરવા મથતાં રહેશે ત્યાં લગી આ 'પછી' આવીને ઊભો જ રહેવાનો છે. સવાલ પાયાની વાસ્તવિકતાનો છે.

આ માટે સૌથી પ્રથમ કોંગ્રેસનાં મૂળિયાં કેવાં છે અને ક્યાં છે એનો વિચાર કરવો જરૂરી છે. જયપ્રકાશજી જેવા પણ એમ માને છે કે કોંગ્રેસમાં કેન્દ્ર કક્ષાએ અને રાજ્ય કક્ષાએ સ્થાપિત હિતોની જેટલી પકડ છે એનાથી અનેકગણી સ્થાપિત હિતોની પકડ જિલ્લા અને તાલુકા સ્તરે તથા ગ્રામપંચાયતોના સ્તરે છે. મહાગાંધીયુગીન ભાવના અને આદર્શોની અસર જેટલી નેતાગીરીના સ્તરે જેટલી ટકી રહી છે એટલી પણ ગામડાંઓમાં નહિ. અને જેમ નીચે જઈએ તેમ તેનાથીય ઓછી, એનું જતન થાય તો નવાઈ નહિ.

સાચી વાત તો એ છે કે મોટા ભાગની પ્રગપચાયતો ત્યાંના સ્થાનિક સ્થાપિત હિતો (ધનિક ખેડૂતો, વેપારીઓ તથા મિલમાલિક તત્ત્વો)ની પકડમાં પડેલી છે અને કારણે બન્યું છે એવું કે—

- દેશનું બંધારણ પ્રગતિશીલ હોવા છતાં અને કાયદાકાનૂનો પણ ઘણે અંશે પ્રગતિને પોષક હોવા છતાં તેનો અમલ કરવામાં જ મુશ્કેલીઓ પેદા થતી રહી છે. આ દેશનો સૌથી મોટો સવાલ બંધારણ બદલવાનો નથી, નવા કાયદાઓ કરવાનો નથી, નવા ઓર્ડિનન્સો જાહેર કરી દેવાનો પણ નથી નોકરશાહોને દંડદમનના અધિકારોથી સજ્જ કરી દેવાથી પણ કશું ઉકેલાવાનું નથી સવાલ જે કાનૂનો હયાત છે તેના ન્યાયી અમલનો છે તેના કડક અને ચુસ્ત પાલનનો છે કોંગ્રેસ પોતે જ જેના પાયા પર ઊભી છે તે છેક ઉપરથી માંડી નીચે સુધીના તમામ સ્તરના સ્થાપિત હિતોને વશ કરવાનો છે અને સરકારી સત્તાતંત્રમાં જામીને બેઠેલા નોકરશાહોને જેર કરવાનો છે

પરંતુ, લોકશાહીમાં આ કામ લોકશાહી રીતે ઇન્દિરાબહેન કે પછી સત્તા પર આવનાર કોઈ પણ લોકશાહી પક્ષે પાર પાડવાનું રહે છે એ રખે ભુલાય

*

લોકશાહી રીતે આ કામ પાર પાડવું એનો અર્થ સમજવો રહ્યો એનો અર્થ એ નહિ કે દલિત, શોષિત આદિવાસીઓ, ખેત મજૂરો તથા ૨૪ ખેડૂતોને ગામના બીજા મધ્યમ અને સુખી સ્થિતિના લોકો સામે ઉશ્કેરવા એનો સાચો અર્થ એ કે, એક બાજુ દલિત શોષિત પ્રજાને એની સ્થિતિથી જાગ્રત કરીને સંગઠિત કરીને, એમનો પ્રભાવ ચૂંટાયેલા પ્રતિનિધિઓ ઉપર પૂરતા પ્રમાણમાં પાડવો ખોટા સિક્કા પખેરાઈ જાય અને સાચાનું ચલણ ચાલે એવી ભૂમિકા તૈયાર કરવી બીજી બાજુ સ્થાપિત હિતોને કેવળ પોતાના

અંગત સ્વાર્થની ભૂમિકા પરથી 'વધુ વિશાળ' હિતની કક્ષાએ લઈ જવા. સામાજિક ન્યાયની આબોહવા તૈયાર કરીને તેમને વધુ વિશાળ હિત (જેમાં તેમના હિતની રક્ષા પણ રહેલી છે) સુધી પહોંચાડવા —ધકેલવા.

અલબત્ત, આ કામ ઘણું અઘરું છે, પરંતુ એક મૂળ વાત પર આપણે મુસ્તાક રહેવું જોઈએ કે જે બંધારણ ઘડાયું છે એ કોઈએ બળજબરીથી લાદેલું નથી એટલું જ નહિ એમાં લોકોના વ્યાપક હિતોનો સ્પષ્ટ પડઘો શક્યો છે

જો લોકશાહી રીતે, લગભગ સર્વાનુમતે ન્યાયયુક્ત બંધારણ ઘડવાનું શક્ય બન્યું તો, હવે, બહુમતીથી એનું પાલન કરાવવાનું અશક્ય ન ગણાવું જોઈએ.

શોષિત આમજનતા જ બહુમતી ધરાવે છે. એ જાગ્રત થાય તો આજના બંધારણમાં અને પ્રક્રિયામાં એવું કશું નથી કે સ્થાપિત હિતો ઉપર અંકુશ જ ન મૂકી શકાય.

બલકે આજ સુધીના સુધારાનો ઇતિહાસ એ જ વાત પુરવાર કરે છે કે જનજાગૃતિ દ્વારા સિદ્ધિ હાસલ થઈ શકે છે, થઈ છે. આપણો હેતુ એક વર્ગને દફનાવી દઈ, લૂંટી લઈ બીજાને એને સ્થાને બેસાડવાનો ન હોય તો વ્યાપક સામાજિક ન્યાયની સ્થાપના શક્ય છે.

એક બાજુ વિશાળ બહુજનસમાજ પોતાનું હિત સમજશે જ નહિ એમ માની લેવું અથવા બીજી બાજુ સ્થાપિત હિતો મચક આપશે જ નહિ એમ માની લેવું એ તો લોકશાહીના અંતર્ગતત્ત્વનો જ ઇન્કાર કરવા બરાબર છે. આવી અશ્રદ્ધાના પાયા ઉપર તો સામ્યવાદી વર્ગવિગ્રહી સરમુખત્યારશાહીની ઇમારત ઊભી થયેલી છે.

હા, આ પ્રક્રિયા વ્યાપક લોકજાગૃતિ અને લોકશિક્ષણની છે.

ગામના નીચનાથી ઉપરના તમામ સ્તરના સૌ 'લોક' છે અને સૌ 'મનુષ્યો' છે સૌના બુદ્ધિ અને અંતરાત્માને ઢંઢોળવાના છે. (ઇન્દિરાજી પોતાની સત્તા પૂરતા અંતરાત્માની વાત કરે છે ને મુક્ત મતદાન માટે એને ઢંઢોળે છે એથી આ ઊલટી વાત છે) અને આ અશક્ય નથી તેની પ્રતીતિ ગાંધીજીએ યત્કિંચિત્ કરાવી છે આજેય લોકશક્તિના જોર પર આખા સમાજની ન્યાયયુક્ત પુનર્રચના કરવાનું કાર્ય વિનોબા કરી રહ્યા છે

• ઇન્દિરાબહેનના હાથમાં તો રાજ્યની સત્તા પણ છે જો તેઓ લોકકલ્યાણની નિષ્ઠાથી લોકશક્તિ જાગ્રત કરવાના લોકશાહી કાર્યક્રમને પોતાના દૃષ્ટાંત દ્વારા વેગ આપે તો રાશિ અને ગુણ બન્ને દૃષ્ટિએ કદી નહિ સધાયેલ સામાજિક ન્યાય આ ધરતી પર ઊતર્યા વિના નહિ રહે

શું ઇન્દિરાજી માટે આ અશક્ય છે? શાથી?

કદાચ ઇન્દિરાબહેનના ઉછેરમાં અને સ્વભાવમાં આ નથી? તેમણે 'લોક' (પીપલ)ને નામે ઘુમરાણ મચાવી મૂકી છે તે 'લોક'ની સાથે આંતરિક આત્મીયતા સાધવાનું તેમના હાડમાં જ નથી? શ્રીમતી સુચેતા કૃપાલાની જણાવે છે તેમ ઇન્દિરાજી પરદેશ જાય છે ત્યારે તેમની સાથે 'હેર ડ્રેસર' (વાળ ઓળી આપનાર વાળંદ)ને સાથે લઈ જાય છે! એમનો અમીરી ઠાઠ અને એમની દોલતઆબરૂઓની દુનિયા એમને લોકોથી દૂર રાખે છે? વધુમાં, એમનો અમીરી રુઆબ અને સ્વભાવ એમને એમના સાથીઓથી અળગા રાખે છે?

આ ઉપરાંત, ખાસ તો, ઇન્દિરાબહેન એમ પણ માનતા હશે કે, લોકજાગૃતિવાળો, અશક્ય પરિણામવાળો વ્યર્થ કાર્યક્રમ અપનાવવાથી સો વરસેય કશું નહિ વળે અને એમને તો ખરાખરીની ઉતાવળ છે, સમયનો તકાદો છે, સત્તા અને સંસ્થા બન્ને પાંખ ઉપર તત્કાલ સવારી કરીને બેંકોના રાષ્ટ્રીયકરણ જેવા બેપાંચ પ્રભાવક

'મનોવૈજ્ઞાનિક પગલા ભરીને પ્રજાને છેતરી લેવાનું તેઓ તાકે છે લોકશાહીનો મૂળભૂત તરીકો એમનો અનુરાગ નહિ હોય!

બેઉ જો લોકશિક્ષણ દ્વારા લોકશક્તિ પેદા કરવાનું એમનો માટે અશક્ય હોય તો પછી તત્કાળ કયા પગલા લેવાની તેમની નેમ છે? ઇન્દિરાબહેન એક પછી એક નવા પગલાની ચાંપણી તો આપે છે પરંતુ બેંકોનું રાષ્ટ્રીયકરણ કર્યા પછી ફરી ફરીને વાતાવરણ ડહોળવા છતાં શાથી તેઓ કોઈ પાયાનું ક્રાન્તિકારી પગલું લઈ શકતા નથી? શું વાત એમ છે કે જે કોંગ્રેસના મત દ્વારા તેઓ ઊભા રહ્યા છે એ બધાના હિતોનો વિચાર કર્યા વિના એમનો છૂટકો નથી? ધનિકો અને ઉદ્યોગપતિઓથી છેડો કાપી નાખવાની એમની હિંમત નથી? હજી એમની આર્થિક સહાયની જરૂર છે? અને શહેરના ઉપલા મધ્યમ વર્ગ અને ગ્રામવિસ્તારના ધનિક ખેડૂતો તથા વેપારીઓની વિરુદ્ધ જવામાં તેઓ ખચકાય છે? એમના મતો અને એમની લાગવગની એમને ગરજ છે? કદાચ આવા જ કારણે તેઓ ગ્રામવિસ્તારમાં આવક અનુસાર આવકવેરો નાખતાં ખચકાય છે! તેમની ઇચ્છા તો શહેરી આવકની ટોચમર્યાદા નક્કી કરી દેવાની છે અને ત્રણ વરસથી જેની ભારે બુમરાણ કરી રહ્યા છે તે રાજવીઓના સાલિયાણાં ખતમ કરવા તેઓ ઇચ્છે છે પરંતુ 'સાલિયાણાં અંગે ખામોશી પકડવાની ચેતવણી મનાદ આપી રહ્યાં છે! બીજી બાજુ, દેશના આગેવાન ઉદ્યોગપતિઓને નોતરીને સમાજવાદની ધારને બુઠ્ઠી બનાવી રહ્યા છે! વાત સ્પષ્ટ છે પોતાના જ કોંગ્રેસ જૂથમાં પોતે ગૂંચવાયાં છે ઇન્દિરાબહેને સમાજવાદ અને ગરીબોને નામે વાતાવરણ ગરમ કરી દીધું છે, ઉમ્મીદો જગાવી દીધાં છે પરંતુ અમલ કરવા જતાં તેઓ ખચકાય છે.

પોતાની મુનસફી અનુસાર પાર્લમેન્ટ પાસે મનમાન્યા કાનૂનો પસાર કરાવી દેવાનો રસ્તો સહેલો નથી. ભારતની પાર્લમેન્ટ [illegible]

છે. ઑર્ડિનન્સના જોરે એક પછી એક હુકમો બહાર પાડવા જતા ઊલટો ભડકો થવાનો ભય છે. એમના ઑર્ડિનન્સને સુપ્રિમ કોર્ટમા પડકારવામા આવતા હાથ હેઠા પડવાનીય ભીતિ છે. અને આ બધુ ૧૯૭૦–૭૧ પહેલા પાર પડે તો જ ૧૯૭૨મા એકઠ્ઠી રાજ્યસત્તાની તક નિશ્ચિત થાય! ઇન્દિરાબહેન ખરેખરી મૂંઝવણમા છે.

આમ જ હોય તો પછી કરવાનુ એક જ કામ રહે છે, એક જ ઉપાય રહે છે કોંગ્રેસમાથી પ્રત્યાઘાતીઓને તગેડી મૂકવા (કોંગ્રેસ તોડી નાખવી), પાર્લમેન્ટમાના વિરોધ જૂથો પક્ષોના પડકારને ઊભો થતો જ રોકી દેવા, પાર્લમેન્ટ જ વિખેરી નાખવી, સત્તામા જામી બેઠેલા નોકરશાહોને ઠેકાણે પાડી દઈ પોતાના વિશ્વાસુઓને જ તે સ્થાને બેસાડી દેવા, દરેક બાબતમા ‘નાને મોઢે મોટી વાત’ કરીને ઊહાપોહ ઊભો કરનાર અખબારપત્રોના અને વિચારપત્રોના મોઢા સીવી લેવા. અને, જરૂર પડતા, સુપ્રિમ કોર્ટને પણ મૂંગી બનાવી દઈને એકચ્ચક્રી યાવચ્ચન્દ્ર રાજપાટ ભોગવવુ!

આનુ જ નામ સામ્યવાદી અંતિમ રીતરસમ કદાચ, ઇન્દિરા બહેનને આવુ ઉછીનુ નામ લેવામા શરમ લાગતી હશે તો તેઓ ખુશીથી આવી રસમ માથે પોતાનુ નામ જોડી શકે. પરંતુ, અંતે તો, એ સર્વસત્તાવાદી સરમુખત્યારશાહી જ હશે.

ઇન્દિરાબહેનનું આ અંતિમ સ્વપ્ન હોય તોપણ અહેવાકથી તે ફળે એવુ ઓછુ જ છે! અનેક પરિબળો — કોંગ્રેસ, કમ્યુનિસ્ટો અને પક્ષો, તથા સર્વસાધારણ પ્રામાણિક અને જાગ્રત નાગરિકો ઉપરાંત, લશ્કર પણ આવે વખતે એની રમત રમ્યા વિના ઓછુ જ બેસી રહેવાનુ છે?

હા, ઇન્દિરાબહેન લશ્કરનેય સાથ લઈ શકે તો જુદી વાત છે. પણ પછી લોકશાહીનું ઓઠું ખતમ થઈ જશે.... બનવા જોગ છે

કે ઇન્દિરાજીના ઉદ્દામ સૂત્રો અને વર્ગદ્વેષની ઉશ્કેરણીનું પરિણામ એનુ આવશે જે ઇન્દિરાબહેનને માટેય આવાતરૂપ નીવડશે

*

ઇન્દિરાજી જે ભૂલે છે તે મુદ્દાની વાત એ છે કે, સમાજવાદ અથવા સામાજિક ન્યાયની સ્થાપનાનુ કાર્ય ઇન્દિરાજી વિચારે છે એમ (થોડાક સૂત્રો થોડીક ઉશ્કેરણી, ઝાઝી ગજગ્રમત અને ઝાઝા ઉત્સાહથી પતી જાય એવુ) સહેલુ નથી '૯૫ ટકા લોકો પોતાની પાછળ છે એવુ કહેવાથી કશુ સિદ્ધ થતુ નથી એવુ જ હોત તો ભારતના કમ્યુનિસ્ટો ક્યારના નિરાત કરી બેસી ગયા હોત

ઇન્દિરાજી પોતાના મનને એટલો જ સવાલ પૂછે કે ચૂટણીમા વિજય મેળવીને બગાળ કેરળમા સત્તાસ્થાને બિરાજ્યા પછીય કમ્યુનિસ્ટો સમાજવાદ અને સામાજિક ન્યાયની બાબતમા કેમ કશુ ક્રાન્તિકારી કાર્ય કરી શક્યા નથી ? તેમનો સયુક્ત મોરચો બહુમતીમા હોવા છતા શાથી ખેતમજૂરોને પૂરતી રોજી અપાવી દેતા નથી ? શાથી ગરીબ ખેડૂતો માટે મહેસૂલમાફીય જાહેર કરતા નથી ? મજૂરો અને શિક્ષકોને મોટા પગારો આપતા નથી ? બીજી બાજ શાથી ધનિક ખેડૂતો ઉપર આકરવેરા નાખવાની ઝુબેશ ઉપાડતા નથી ? કારખાનેદારો-માલિકોને જેર કરીને ભાવવધારો રોકી શકતા નથી ? અરે, સૌથી પ્રથમ જે કરવાનુ છે તે ઉત્પાદન વધારવાનુય કરી શકતા નથી ?

આમાથી અનેક બાબતો રાજ્યના અધિકારની હોવા છતા કમ્યુનિસ્ટો બગાળમા ને કેરળમા કરી શકતા નથી એમને હજી વિવિધ વર્ગો-જૂથોના મતભેદોનો વિચાર કરવો પડે છે વગવિગ્રહના ...

અલબત્ત પોતાની આ કમજોરીઓ છુપાવવા માટે તેઓ હમેશા

કેન્દ્રને દોષિત ગણાવે છે અને કેન્દ્રના હકો ખતમ કરીને તેને નબળી પાડવા તાકે છે કમ્યુનિસ્ટોને તો બહાનુય છે, ત્યારે ઇન્દિરાજી પાસે તો કેન્દ્રની સત્તા છે, છતા સુધારા માટે ધમી જતા કેમ ખચકાય છે? વળી કમ્યુનિસ્ટો તો, અતે, 'બધારણ જ મૂડીવાદી છે માટે મૂળભૂત સુધાર અને ક્રાન્તિ શક્ય જ નથી' એમ કહીને બંધારણને જ તોડવાનો ઉપાય પણ સૂચવી રહ્યા છે (ઇન્દિરાજી એમના વર્તન દ્વારા આવુ જ સૂચવી રહ્યા છે, એમ કમ્યુનિસ્ટ નેતા બી ટી રણદિવે કહે છે અલબત્ત, ઇન્દિરાબહેન એ નહિ જ સ્વીકારે)

- અતે આ બધુ એ વાત સૂચવે છે કે લોકશાહી બધારણની અદર રહીને કામ કરનાર માટે ક્રાતિ–સમાજવાદ–સામાજિક ન્યાય ખરેખર લોઢાના ચણા ચાવવા બરાબર છે રાજ્યમૂડીવાદી સમાજવાદની વાત વાગોળવાને બદલે સામાજિક ન્યાયમા માનનારા સાથીઓને અને આખા દેશને (કોઈ એક વર્ગને નહિ) સાથે લઈને આગળ વધવાનુ રહે છે દરેક પગનુ ગમે તેટનુ ધીમુ હોય છતા સામાજિક ન્યાયની દિશામા છે એની લોકશાહી હોવાય ત્રથી ખાતરી કરીને મજિલ કાપવાની છે મોરારજીભાઈ નિજલિંગપ્પા કામરાજ જેવા અનુભવી અને લોકશાહી માર્ગે સમાજિક ન્યાયની દિશામા કઈ ને કઈ કરી છૂટવા મથતા નેતાઓને ઊલટા સાથે લેવાની ગરજ હોવી જોઈએ

*

આ બધુ અશક્ય લાગતુ હોય ને વિનબ અમલ્ય લાગતો હોય તો પછી એક જ વિકલ્પ છે લોકશાહી બધારણને જ ફગાવી દેવાની કમ્યુનિસ્ટોની ઝુંબેશને જ સમર્થન આપીને વર્ગયુદ્ધના પક્ષે તેમની હરોળમા ઊભા રહી જવા સિવાય ઇન્દિરાજીનો કોઈ આરો નથી એમનો 'ટૂંકો હિસાબ' કમ્યુનિસ્ટોનો જ 'ટૂંકો રસ્તો' છે પરતુ આ લોજિક પણ તેમને ખપતું નથી?

ઇન્દિરાજીની સ્થિતિ હાસ્યાસ્પદ છે. તેમને લાડુ ખાવો પણ છે ને હાથમાં રમાડવો છે. સામ્યવાદ ખપતો નથી, છતાં રીતસર સર્વસત્તાવાદી રાખવી છે. લોકશાહીનું રટણ કરવું છે પણ લોકસત્તાવાદી પ્રક્રિયા અનુકૂળ નથી, શક્ય લાગતી નથી! ઇન્દિરાજીની દશા અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ ત્રિશંકુ જેવી છે. ખૂબીની વાત એ છે કે આ કોઈ અગમ્ય શાપને કારણે નથી, ઇન્દિરાજીએ ખુશીથી વહોરી લીધેલો જ આ અભિશાપ છે.

## ૮ : ધ્રુવીકરણનો અજબ કીમિયો !

ઇન્દિરાજી કોંગ્રેસના આંતરિક શંભુમેળાથી ત્રાસી ગયા છે. કોંગ્રેસને તેની અંદરના કોમવાદીઓની છાયામાંથી છોડાવીને શુદ્ધ બિનસાંપ્રદાયિક સંસ્થા તરીકે આગળ લાવવા અધીરા બન્યાં છે, અંદરના મૂડીવાદીઓની પકડમાંથી તેને બહાર લાવીને સમાજવાદના ઝંડા નીચે સંગઠિત કરવા ઉત્સુક છે, કોંગ્રેસને સંકુચિત પ્રદેશવાદની ભૂમિકાથી ઉપર રાષ્ટ્રીય સ્તરે સ્થાપિત કરવા આતુર છે, અને કોંગ્રેસની અંદરનાં જૂનવાણી સામંતશાહી વલણોને વિખેરી નાખી અદ્યતન રાષ્ટ્રીય સંસ્થા તરીકે આગળ ધપાવવાની નેમ તેઓ ધરાવે છે.

- ટૂંકમાં, ઇન્દિરાજી કોંગ્રેસને આજના શંભુમેળામાંથી મુક્ત કરીને ધ્યેયનિષ્ઠ પ્રગતિશીલ રાષ્ટ્રીય પક્ષ તરીકે સ્થાપવા તાકે છે. અને એ મનોરથ પૂરા કરવા માટે જૂનવાણી વરિષ્ઠ નેતાઓના હાથમાંથી તેને મુક્ત કરીને તરવરિયા યુવાનોની સંસ્થા તરીકે નવો ઘાટ આપવાનો મનસૂબો સેવે છે.

ઇન્દિરાજીના આ મનોરથો ખરેખર સ્તુત્ય છે. પરન્તુ—

લોકશાહીમાં શું સિદ્ધ કરવું છે તેના કરતાં કેવી રીતે સિદ્ધ કરવું છે એ પ્રક્રિયાનું મૂલ્ય વધુ છે

એ તો સર્વવિદિત હકીકત છે કે—

કૉંગ્રેસની અંદર જ સમાજવાદી અને મુક્તવેપાર ઉદ્યોગવાદી, બિનસાંપ્રદાયિક અને કોમવાદી, સામંતવાદી અને પ્રગતિવાદી, લોકશાહી અને સર્વસત્તાવાદી (સામ્યવાદી) જૂથો પણ પાંગર્યાં છે વર્ગોથી પરસ્પર બાખડે છે કૉંગ્રેસની બહારના પક્ષો પોતાની નજીકના (કૉંગ્રેસની અંદરના) જૂથો ઉપર દબાણ આણીને કૉંગ્રેસને પોતાની શેહમાં ખેંચવા મથે છે તો કૉંગ્રેસની અંદરના જૂથો પોતાની સમીપતા ધરાવતા આ બહારના પક્ષોના જોર પર અંદરનો પ્રભાવ વધારીને પોતપોતાને ખીલડે કૉંગ્રેસને બાંધી રાખવા ધમપછાડા મારે છે. પરિણામે, કૉંગ્રેસ ગમે તેટલા શુભ નિર્ણયો અને ઠરાવો કરે છે છતાં તેનું ગાડું એકધારી રીતે આગળ વધતું નથી સ્પષ્ટ કાર્યક્રમ ઉપર મુસ્તાક બનીને તે કશું નિશ્ચિત કરી શકતી નથી

આ સ્થિતિને કારણે એક બાજુ કૉંગ્રેસની અંદરના ઉદ્દામ બળો—સમાજવાદ અને સામ્યવાદના હમદર્દો—અકળાઈ ઊઠ્યા છે. બીજી બાજુ બન્યું છે એવું કે કૉંગ્રેસમાં જ ભારતના બધા પક્ષોનું પ્રતિનિધિત્વ હોઈને કૉંગ્રેસના પ્રતિપક્ષો માટેય પોતાનો વિકાસ કરવાનું મુશ્કેલ બન્યું છે તેથી તેઓ સૌ ધૂંધવાઈ ગયા છે

*

- ઉપરના કારણે થોડાક વર્ગોમાંથી કૉંગ્રેસ કાં તો મવાળ કાં તો ઉદ્દામ સંસ્થા બની જાય તો કામ પાર પડે એવી માન્યતા જોર કરી રહી છે ટૂંકમાં કૉંગ્રેસનું આંતરિક ધ્રુવીકરણ ભારતની ગતિ-પ્રગતિ માટે મહત્ત્વનું લેખાતું થયું છે તો કેટલાક વર્ગોમાંથી એવી દલીલ પણ થતી રહી છે કે, સ્વાતંત્ર્યસંગ્રામના વર્ષો દરમ્યાન બ્રિટિશ સત્તા

સામેના સ્વાતંત્ર્યવાદી રાષ્ટ્રીય મોરચા તરીકે કોંગ્રેસનો વિકાસ થયો હતો તે ભલે યોગ્ય હોય, પરન્તુ હવે જો ભારતે પ્રગતિ અને આબાદીના રસ્તે આગળ વધવું હોય તો તેનું સ્વરૂપ નિશ્ચિત હોવું જોઈએ. તેની આડે આવનાર અન્ય સૌ જૂથો અને તત્ત્વોને બહાર ધકેલી દઈને કોંગ્રેસે પોતાનો તબેલો સાફ કરી લેવો રહ્યો. કોંગ્રેસ જેટલો અંગે વિલંબ કરશે એટલે અંશે દેશને નુકસાન થવાનું છે.

પહેલી દૃષ્ટિએ, ઉપર ઉપરથી, આ વાત સાચી લાગે એવી છે. ઇન્દિરાજીએ એના જોર પર 'જુનવાણી', 'પ્રત્યાઘાતી' જૂથો અને નેતાઓ સામે જેહાદ શરૂ કરી દીધી છે. અને જુવાન તુર્કો અને પ્રગતિશીલો તથા ઉદ્દામોના સાથમાં જંગ જીતવાનો પડકાર કરી દીધો છે

પરંતુ આ વાત જેટલી સાચી લાગે છે એટલી સાચી છે ખરી ? આજે કોઈ પણ એવો પક્ષ છે ખરો કે જેની અંદર 'ઉદ્દામ', 'મવાળ' અને 'મધ્યમમાર્ગી' એવા ત્રણ જૂથો ન હોય ? આ ત્રણ જૂથો એટલે કે, અન્ય પક્ષોની સમીપતા ધરાવતા અંદરના 'લાઈક માઈન્ડેડ' બેરુઓ. દા. ત. કમ્યુનિસ્ટ પાર્ટીના ઉદ્દામો એટલે નક્સલવાદી તરફદારો અને મવાળો એટલે ડાંગેપંથીઓ. સમાજવાદીઓમાં ઉદ્દામ એટલે વધુ ને વધુ રાષ્ટ્રીયકરણ ઉપર ઝોક આપનાર રાજ્યમૂડીવાદી સામ્યવાદીઓની સમીપતા ધરાવતાં જૂથો, અને મવાળ એટલે જરૂર મુજબ જ રાષ્ટ્રીયકરણના પ્રયોગ કરવા માગતા કોંગ્રેસના કાર્યક્રમની સમીપતા ધરાવતા જૂથો. સ્વતંત્ર પક્ષની અંદરના ઉદ્દામો એટલે કોંગ્રેસની અંદરના સામાજિક ન્યાયની દિશામાં ઉત્સાહ ધરાવનાર જૂથો અને મવાળ એટલે કોંગ્રેસની અંદરનાં સ્થાપિત હિતધારી જૂથો ! જનસંઘની અંદર પણ, હવે હવે, આર્થિક કાર્યક્રમ, વિદેશનીતિ, બિનસાંપ્રદાયિકતા વગેરે બાબતમાં મતભેદો શરૂ થઈ ચૂક્યા છે, જૂથો અંદર અંદર ઝરડી રહ્યા છે.

*

આમ, ભારતના મુખ્ય પક્ષો ખીચડિયા પક્ષો છે. તમામ પક્ષોના અધિવેશનના નિર્ણયો વખતે તથા ચૂંટણીના ઢંઢેરા વખતે આ ખીચડિયાપણું ભારોભાર જોવા મળે છે. દરેક પક્ષ ગોળ ગોળ દ્વિઅર્થી નિર્ણયો લે છે, પરિણામે તેના અમલમા સતત ઢીલ અને બાંધછોડ વરતાય છે. શુદ્ધ ધ્રુવીકરણની દૃષ્ટિએ દરેક પક્ષના ત્રણ ત્રણ ભાગલા પડી જાય તોપણ એ દરેક ભાગલામાં વળી પાછાં ઉદ્દામ, મવાળ અને મધ્યમ એવા જૂથ જાગવાના જ, એ પાયાનુ સત્ય વીસરી જવાય છે.

એક બીજી પાયાની વાસ્તવતા પણ સ્વીકારવી રહી કે કોંગ્રેસે સમાજવાદના સિદ્ધાંતનો સ્વીકાર કરી લીધો ત્યારથી તો કોંગ્રેસ, પ્રજાસમાજવાદી, સંયુક્ત સમાજવાદી અને સામ્યવાદી પક્ષો—સૌ સમાજવાદના મંચ ઉપર ઊભા રહી ગયા હોઈને કયો સમાજવાદ સાચો, કેવો સમાજવાદ ઇષ્ટ—એ બધા પરત્વે પણ મતભેદો ઊભા થાય જ છે. આ ગૂંચ દરેક પક્ષની અંદરની એકતાને ખંડિત કરતી રહેવાની જ.

## રાષ્ટ્રીય પક્ષોનો અભાવ !

ત્રીજી વાત પણ વિચારવી રહે છે. આજે કોંગ્રેસ સિવાય એક પણ એવો પક્ષ નથી, કે જે રાષ્ટ્રીય કહી શકાય.

— કમ્યુનિસ્ટો બંગાળ, કેરળ અને બિહારમા જોરદાર છે.

— સં.સમાજવાદીઓ બિહાર ઉત્તરપ્રદેશમા શક્તિશાળી છે.

— પ્રજા સમાજવાદી આસામ, બિહાર અને ઓરિસ્સામા પ્રભાવ બતાવે છે.

— જનસંઘ હરિયાણા, કાશ્મીર, મધ્યપ્રદેશ, પંજાબ અને ઉત્તરપ્રદેશમા માથું ઊંચુ કરી રહ્યો છે.

— સ્વતંત્ર પક્ષ ગુજરાત, ઓરિસ્સા, મૈસૂર અને રાજસ્થાનમાં જોર રાખવે છે

છતાં આ તમામ મુખ્ય વિરોધ પક્ષો ભેગા થઈને પણ કોંગ્રેસની બરાબરી કરી શકે તેવો, રાષ્ટ્રીય નેતાગીરીની કક્ષાનો, વિકાસ થયો નથી ૧૯૬૭ પછી આશા જાગી હોવા, છતાં કોઈ પણ એક પક્ષ કે તમામ પ્રતિપક્ષો એવી 'ઈમેજ' ઊભી કરી શક્યા નથી એ હકીકત છે બીજી બાજુ, કોંગ્રેસની 'ઈમેજ' ઘણી બધી ખંડિત થઈ હોય તોપણ તે હજી રાષ્ટ્રીય નેતૃત્વ સાંભળી શકે એવી પકવતા તે ધરાવે છે અનકે સ્વરાજ્યના બાવીસ વર્ષ દરમ્યાન ભારતની લોકશાહી તૂટી ફૂટી જતી નગડી પણ ટકી રહી હોય તો તે ઘણે અંશે કોંગ્રેસને આભારી છે કેન્દ્રની સ્થિરતા એને આભારી ગણી રહે છે

## ધ્રુવીકરણ દ્વારા જીવતદાન !

આવી સ્થિતિમા ઇન્દિરાજી કોંગ્રેસનુ ધ્રુવીકરણ દ્વારા શુદ્ધીકરણ કરવા કમર કસી રહ્યા છે તેમની એવી ધારણા છે કે ખેતરમા નીંદામણ કર્યાથી પાકને વધુ પુષ્ટિ મળે છે, તેજ રીતે કોંગ્રેસમાંના ઝાખરા સાફ કરી દેવાથી કોંગ્રેસ વધુ બળવાન બનશે દરેક પક્ષના ભાગલાવાદીઓ હમેશ આવો જ પુણ્યપ્રકોપી મિજાજ પ્રગટ કરતા રહ્યા છે ઇન્દિરાબહેન પણ કોંગ્રેસની એકતાની વાત વાગોળતા છતાં કોંગ્રેસના ભાગલા પાડીને કોંગ્રેસને નવુ જીવતદાન આપવાનો મનસૂબો સેવી રહ્યા છે।

## અજબ કીમિયો !

વળી, ઇન્દિરાબહેન કમ્યુનિસ્ટોની જેમ બિનસાંપ્રદાયિકતાનો ધખારો રજૂ કરતા છતા, મુસ્લિમ અને હરિજનો ઇત્યાદિ કોમવાદી તત્ત્વોનો લાભ લેવાનુ ચૂકતા નથી તેઓ ફખરુદ્દીન (મુસ્લિમ) અને

જગજીવનરામ (હરિજન)ને સાથે લઈને મધ્યાવધિ મતો ઝડપી લઈને, રેડ્ડીને હરાવવામા સફળ થયા હતા

ધ્રુવીકરણની દિશાનુ આ પહેલુ પગલુ જ બિનસાંપ્રદાયિકતા અને લોકશાહીની કસોટીએ નાનેશીભર્યું ગણાય એટલુ જ નહિ, કોંગ્રેસનુ આંતરિક ધ્રુવીકરણ સાધવા તેઓ હવે પછી કેવી તૈયારીઓ કરી રહ્યા છે એના અણસાર પણ ઓછા ચોંકાવનાર નથી કહેવાય છે કે હવે તેઓ પોતાને અનુકૂળ રીતે પ્રધાનમંડળમા ફેરફારો કરશે રાજ્યોના મુખ્ય પ્રધાનોમા પણ પોતાનુ ચાલશે ત્યા જૂનાને જવુ પડે અને પોતાનો માણસ આવે તેની તજવીજ કરશે દા ત ઉત્તરપ્રદેશમા ગુપ્તાને ગાદી પરથી ઉઠાડી કમલાપતિને બેસાડશે અગર તો કોંગ્રેસ છોડી ગયેલા ચરણસિંહને પાછા લાવીને સત્તા સોંપશે રાજસ્થાનમા સુખાડિયા સામે કોંગ્રેસ પ્રમુખ આર એન મિર્ધાનો ઉપયોગ કરશે અથવા નાણા પ્રધાન મથુરાદાસ માથુરને તૈયાર કરશે બંગાળમા અતુલ્ય ઘોષ સામે સિદ્ધાર્થ રેને મજબૂત કરશે મધ્યપ્રદેશમા એસ સી શુક્લને ઉથલાવી પાડીને પોતાના સૌથી વધુ વિશ્વાસુ (તાજેતરની લડતમા સતત માર્ગદર્શન આપનાર, વ્યૂહ ગોઠવી આપનાર) ડી પી મિશ્રાના હાથમા લગામ મૂકશે અલબત્ત જેમણે જેમણે છેલ્લા બે મહિનાના અંધાધૂંધ રમખાણમા તેમને પક્ષે સેવાઓ આપી છે તેમને તેઓ વધુ અગત્યના મહત્ત્વના સ્થાને મૂકશે જ ડી સંજીવૈયા અને ડી પી શર્માને આવી બઢતી મળે તો નવાઈ નહિ

> કોઈ પણ વડા પ્રધાન પોતાના પ્રધાનમંડળમા પોતાના ઉદ્દેશોને બર લાવે તેવા શક્તિશાળી માણસોને ને અને અગત્યના સ્થાનો પર ચઢવે-બેસાડે એમા કશુ જ ખોટુ નથી પરંતુ ખોટુ એ વાતમા છે કે ઉપર ઉ નેએનામાથી કોઈનો સમાજવાદી આદર્શ સાથે નહાવા નિચોવવાનોય સંબંધ છે ખરો ? તેમની ગરજીની લાયકાત ઇન્દિરાજીની સેવા પૂરતી જ હશે !

ઇન્દિરાબહેને એ પણ જાહેર કર્યું છે કે જેઓ કૉંગ્રેસમાંથી બીજા પક્ષોમાં જતા રહ્યા છે તેઓ હવે પાછા ફરે એટલે કે મોટા ભાગના 'આયારામ–ગયારામો'ને માટે નવી તકવાદી તક ખુલ્લી થશે! આમાં કૃષ્ણમેનન જેવા મહારથીને પુનપ્રવેશ મળે તો તેથી બીજા અનેક ભયો ઊભા થશે.

માની લઈએ કે આ બધું હેમખેમ પાર પડ્યું. પરંતુ ત્યારેય એ સવાલનો જવાબ ઇન્દિરાજીએ આપવાનો રહેશે : (૧) તમે કૉંગ્રેસનું શુદ્ધીકરણ કરવાનો જે હેતુ ધાર્યો હતો તે હેતુ સર્યો છે ખરો? તમે જેમને બઢતી આપી જેમને પાછા કૉંગ્રેસમાં લીધા જેમની સાથે સત્તામાં ભાગીદારી કરી એ બધા ખરેખર તમે ઇચ્છો છો તેવા સમાજવાદની નિષ્ઠા ધરાવનારા છે ખરા? કેટલાય મુખ્યત્વે તમારી ખુશામત દ્વારા, તમારા જૂથના ગણાઈને લાભ લઈ રહ્યા છે, અને બીજા કેટલાય તમને ઇષ્ટ એવા સમાજવાદ કરતા નિરાળા જ 'સામ્યવાદી સમાજવાદ'માં નિષ્ઠા ધરાવનારા છે, એ રખે ભૂલતા.

ટૂંકમાં આજ સુધીની કૉંગ્રેસ એક પ્રકારનો શંભુમેળો હતી, હવે પછી તે તમારી આપનો શંભુમેળો જ હશે, શુદ્ધીકરણની મૂળભૂત વાતો તો ક્યાંય અદૃશ્ય થઈ ગઈ હશે!

સત્તાના સંઘર્ષમાં ઇન્દિરાજી શુદ્ધીકરણનો સંન્યાસ ફેંકિયો આજ માની રહ્યા છે કેમ કે આ રસ્તે એક એવો 'શંભુમેળો' બનવાનો છે જેને તેઓ 'શુદ્ધીકરણ'નું વેષ્ટન આપી આત્મવંચના કરી રહેશે!

## ૯ : કોણ પ્રગતિશીલ? કોણ પ્રત્યાઘાતી?

આમ, અંતે આપણે ક્યાં આવી પહોંચ્યા? આપણે એ વાત પર આવી પહોંચ્યા છીએ કે, ઇન્દિરાજીએ 'પ્રગતિશીલ સમાજવાદી' તરીકે પોતાનો દાવો આગળ ધરીને અને પોતાના હરીફોને પ્રત્યાઘાતી મૂડીવાદી તરીકે નિંદીને ઉશ્કેરણીનો જે ટૂંકો રસ્તો લીધો છે, તેમાં જ ધરમૂળથી દોષ રહેલો છે. સૌથી પ્રથમ તો, આપણે જોઈ ગયા તેમ કમ્યુનિસ્ટોના આર્થિક વર્ગવિગ્રહના ધોરણે એકને પ્રગતિશીલ સમાજવાદી ગણવાનો ને બીજાને પ્રત્યાઘાતી મૂડીવાદી લેખવાનો કસોટી-પથ્થર જ ખોટો છે. વર્ગવિગ્રહને ક્રાંતિનું બનાવવામાં જ 'ક્રાંતિ તત્ત્વ' છે એ કમ્યુનિસ્ટ સિદ્ધાંત જ ખોટો છે. બીજુ એ કે, જે રીતે 'પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી શબ્દો વપરાય છે તે લેબલોની ભ્રામક જાળ છે. ખરી જરૂર તો સામાજિક ન્યાયની દિશામાં કોણ શું કરે છે તે ચકાસવાની છે.

ઇન્દિરાજીની કારકિર્દીને ઓછી આંકવાનો બિલકુલ ઇરાદો નથી. પરંતુ તેઓ તેમના વડીલ સાથીઓનું ચારિત્ર્યખંડન (કૅરેક્ટર ઍસેસિનેશન) કરીને કીર્તિ કમાઈ લેવા અને અજ્ઞાન પ્રજાને ઉશ્કેરવા મેદાને પડ્યાં છે ત્યારે હકીકતો પ્રકાશમાં આવે તે જરૂરી છે. ઇન્દિરાજી એટલું જ યાદ કરે કે—

- ૧૯૪૭માં સ્વરાજ્ય પ્રાપ્ત થયું ત્યારથી પંડિતજીના અવસાન સુધીનાં લાગલગાટ સોળ વર્ષ દરમ્યાન કૉંગ્રેસનું અને કેન્દ્રનું સુગ-

ભગ એકહથ્થુ સુકાન તેમના પિતાજીને જ હસ્તક રહ્યું હતું- છતા, ભારતની દુર્દશા વધી હોય તો મુખ્ય જવાબદારી કોની? ઇન્દિરાજીએ પોતે પણ ૧૯૫૯ના આખા વર્ષ દરમ્યાન કોંગ્રેસના પ્રમુખ તરીકેનુ પદ શોભાવ્યુ હતુ ઉપરાત, પંડિત નેહરુના પ્રધાનમંડળમાય તેઓ પ્રધાન તરીકે કામગીરી આપી ચૂકયા હતા. છતા, ભારતની દુર્દશા ચાલુ જ રહી હોય તો તેમની પોતાની જવાબદારી કેટલી?

- ઇન્દિરાજી એ પણ યાદ કરે કે છેલ્લા ત્રણ વર્ષથી તેઓ વડા પ્રધાનપદે બિરાજમાન છે આ દરમ્યાન પણ જો પરિસ્થિતિ વિકટ રહી હોય તો તેની સૌથી મુખ્ય જવાબદારી તેમના સિવાય બીજા કોની હોઈ શકે?
- હવે, ૧૯૬૭ની ચૂંટણીના સંદર્ભમા સરકારની "નવી દિશા"નું સૂચન કરતા ૧૦ મુદ્દાના કાર્યક્રમનો વિચાર કરીએ આ કાર્યક્રમ વરિષ્ઠ નેતાગીરી અને વડા પ્રધાનની સંમતિવાળો સહિયારો કાર્યક્રમ હતો. એ કઈ 'પ્રગતિશીલ' ઇન્દિરાજીએ 'પ્રત્યાઘાતી' સાથીઓ ઉપર લાદેલો ન હતો, અથવા એ એવો 'પ્રત્યાઘાતી' કાર્યક્રમ પણ ન હતો કે ઇન્દિરાજીને પોતાની ઇચ્છા વિરુદ્ધ તેનો સ્વીકાર કરવો પડ્યો હોય

કેન્દ્રમા સત્તા પુનઃ પ્રાપ્ત થતાં, પોતાના હાથમા તેનું સુકાન આવ્યા પછી, ચૂંટણીના ઢંઢેરામાના વચનોનો (૧૦ મુદ્દાઓનો) અમલ કરવાની સૌથી મુખ્ય જવાબદારી વડા પ્રધાનની હતી તેમણે આ જવાબદારી પાર પાડવા શુ કર્યું એનો ખુલાસો કર્યા વિના જ "જે બધુ સારુ થયુ તે મારા પ્રતાપે અને જે બધુ ખોટુ થયુ તે મારા પ્રત્યાઘાતી સાથીઓના કારણે' – આવુ વલણ સામ્યવાદી રશિયામાં સર્વોચ્ચ સ્થાને બેઠેલા સરમુખત્યાર માટે સ્વાભાવિક ગણાય છે, પરંતુ લોકશાહીમા પોતાના સાથીઓ સાથેની આવી રમત નિંદ્ય જ ગણાય. ખેર...

જે ૧૦ મુદ્દાઓને નામે ફરી ફરીને ઊહાપોહ જગાવવામાં આવે છે તે એવા તે કેવા ક્રાંતિકારી છે કે જેથી ઇન્દિરાજી અને તેમના 'તુર્ક જવાનો' સિવાયના કોઈ એનો અમલ કરી શકે એમ નથી? ૧૦ મુદ્દા તરફ ઊડતી નજર નાખતા જણાશે કે મોટા ભાગનામાં એવું કશું જ નથી. તો પછી સવાલ તો 'બૂમરેન્ગ'ની જેમ ઇન્દિરાજી ઉપર સામો આવીને અફળાય છે કે આ સાધારણ પ્રગતિશીલ કાર્યક્રમો અંગે પણ વડા પ્રધાને શું કર્યું? ખાસ કશું નહિ? તો તેનું કારણ શું?

ઊહાપોહ કરનારા ૧૦ મુદ્દાઓ આ રહ્યા:

(૧) સામાન્ય વીમાનું રાષ્ટ્રીયકરણ
— કેમ હજી સુધી કશું થયું નથી?

(૨) આયાત–નિકાસ–વેપાર રાજ્યહસ્તક લઈ લેવો
— ઇન્દિરાજીના વિશ્વાસુ "પ્રગતિશીલ" દિનેશસિંહ વ્યાપાર ઉદ્યોગખાતાના પ્રધાન હતા તે દરમ્યાન તેમણે આ બાબત કેમ કશું ન કર્યું? (છેક તાજેતરમાં, દિનેશસિંહના ગયા પછી, 'ક્રમશઃ આ પગલું લેવાશે' તેવી નીતિવિષયક જાહેરાત માત્ર થઈ છે)

(૩) અનાજની વહેંચણીનો રાજ્યસંચાલિત વેપાર
—જગજીવનરામ જેવા ભડવીર સાથી ચાર્જમાં હોવા છતાં કેમ હજી સુધી કશું થયું નથી?

(૪) જીવનની આવશ્યક ચીજવસ્તુઓ યોગ્ય ભાવે પૂરી પાડવા શહેરી અને ગ્રામીણ સહકારી મંડળીઓનો વિસ્તાર:
—દહાડે ને દહાડે વધતી મોંઘવારીથી આખી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી હોવા છતાં 'ગરીબોના બેલી' બનવાની હોંશ ધરાવનાર વડા પ્રધાન પોતે શાથી આપેલું વચન પાળું નથી જતાં ને બેઠાં છે?

છે, તે પગલાં તો મોરારજીભાઈએ મુંબઈ રાજ્યમાં મહેસૂલ પ્રધાન તરીકે ૨૧ વર્ષ પહેલાં ૧૯૪૮માં લઈ લીધાં હતાં):

— આ કાયદાએ જમીનદારોને છછેડી મૂક્યા હતા.

(૨) જાગીરદારી અને ઇનામદારી વગેરે વચગાળાના હિતોની નાબૂદીના કાયદાઓ દ્વારા ગુજરાતમાં જ ૪ લાખ ઉપરાંત ગણોતિયાએ ૧૪ લાખ એકર જમીનના માલિક બન્યા હતા.

— સ્થાપિત હિતો આથી ઊકળી ઊઠ્યા હતા.

(૩) મધ્યમવર્ગ માટે આશીર્વાદરૂપ બને તેવી, છતાં ભારે ઊહાપોહ મચાવનારી, ફરજિયાત બચત યોજનાની પહેલ મોરારજીભાઈએ કરી હતી

(૪) સોના જેવા બિનઉત્પાદક ખર્ચા પર નિયમન લાવનારો સુવર્ણધારો—જેણે પણ ભારે ઊહાપોહ જગાવ્યો હતો (અને જે સુવર્ણકારો માટે ભારે ત્રાસરૂપ બનેલો) તે મોરારજીભાઈએ કડવા બનીનેય અમલમાં મૂક્યો હતો

(૫) સંપત્તિની અસમાનતા ઘટાડનારો સાચો સમાજવાદી વિચારનો ભેટ-સંપત્તિ વેરો, એની સામેય સ્થાપિત હિતોએ ભારે ઊહાપોહ મચાવ્યો હતો.

(૬) સટ્ટાના વાયદાના સટ્ટાખોરીયુક્ત વેપાર પરનો અંકુશ.

— એણે પણ સ્થાપિત હિતનો રોષ જગાવ્યો હતો.

(૭) બેંકો ઉપરના અને સામાન્ય વીમા ઉપરના સામાજિક અંકુશો. રાષ્ટ્રીયકરણ વિના છૂટકો ન હોય તો આ પગલાં તેની પૂર્વભૂમિકા રૂપ બની રહે, એ દૃષ્ટિએ આરંભ કરેલો

(૮) રાજ્યવાહન-વ્યવહારનું રાષ્ટ્રીયકરણ કરવાની પહેલ મુંબઈ રાજ્યમાં કરેલી

૯) દારૂબંધી વગેરે કલ્યાણકારી કાનૂનો.

અલબત્ત, મોરારજીભાઈના આ બધા પગલા, સામાજિક ન્યાયની દિશામા હોવા છતા, આભ ફાટ્યુ હોય ત્યા થીગડા મારવા જેવા જ ગણ્યા છે પરંતુ, વડાપ્રધાન પોતાની કારકિર્દી તરફ નજર નાખશે તો મોરારજીભાઈને "પ્રત્યાઘાતી" ગણાવીને ઉતારી પાડવાનુ તેમનુ વલણ તેમને જ ગેરવાજબી હોવાનુ જણાયા વિના નહિ રહે.

- મોરારજીભાઈમા તુમાખી, તોછડાઈ, એકહથ્થુ પદ્ધતિ અને બીજી અનેક ક્ષતિઓ હશે એમના હાથે કેટલાક સાથીઓને અન્યાય પણ થયો હશે — એ બધા માટે એમનુ ઉપરાણુ ખેંચવાનુ હોઈ જ ન શકે

પરંતુ તેમના આ દોષો માટે તેમની 'પ્રગતિશીલતા'ને વિકૃત રૂપે રજૂ કરી કરીને તેમને મૂડીદારોના હિતરક્ષક તરીકે બદનામ કરવાનુ તો સરાસર બેહૂદુ જ નથી શુ ?

ખેર આ બધુ જવા દઈને આપણે એમ માનીએ કે 'જાગ્યા ત્યાથી સવાર' ને આ ન્યાયે ઇન્દિરાજી બેંગલોર મહાસમિતિના અધિવેશનથી જાગી ગયા હોય અને તેમણે અગાઉના તમામ વર્ષોનો બદલો વાળી પોતાની ધગશ અને હિંમતથી સમાજવાદ અને બિન સાંપ્રદાયિકતાના પંથે ઝુકાવ્યુ હોય મંઝિલ ગમે તેટલી મુશ્કેલ હોય તોપણ અને ગમે તેટલુ જોખમ ખેડવુ પડે તોપણ તેમણે દૃઢ પ્રતિજ્ઞ બની એ દિશામા પ્રયાણ આદર્યું હોય — ખરેખર આમ હોય તો, ઇન્દિરાજીને ધન્યવાદ જ ઘટે

- પરંતુ તો પછી જેમ તેઓ 'જાગ્યા ત્યાથી સવાર'ની વાત આગળ ધરીને, પાછલા વર્ષોની પોતાની અપ્રગતિશીલતા અને દિશાવિહીનતાને માફ કરી શક્યા છે, તેમ તેમના બીજા સાથીઓ, જેઓ સામાજિક ન્યાયની દિશામા ધીમે પગલે પણ જાગૃત રહીને આગળ વધી રહ્યા હતા, તેમનો ન્યાય તોળતી વખતે કેમ ચૂકી

ઉદાર થઈ શકતા નથી? દીવા જેવી હકીકતો હોવા છતાં કાચના મહેલમાં ઊભેલાં ઇન્દિરાજી ખુલ્લા મેદાનમાં ઊભેલા પોતાના સાથીઓ ઉપર પથ્થર ફેંકી રહ્યાં છે એ, એમની શુભ દાનત હોય તેપણ, પોતાને જ માટે જોખમરૂપ નથી શું?

## ૧૦ : માટીપગું મોવડીમંડળ

સિન્ડિકેટ ઘણા ફૂંફાડા માર્યા પછી માટીપગી પુરવાર થઈ છે મોરારજી-ભાઈ સામેના પગલા વખતે કૉંગ્રેસના મોવડીમંડળમાં એકતા સધાઈ હતી જાણે, ચવાણ રાજીનામું આપી દઈ નવો ધડાકો કરશે એવી આબોહવા ફેલાઈ હતી આ એકતા બૅંકોના રાષ્ટ્રીયકરણના એક ઝાટકે ખતમ થઈ ગઈ! ઉદ્દામ ગણાતા ચવાણ અને કામરાજના મોં સિવાઈ ગયા તો વળી, રાષ્ટ્રપતિની ચૂંટણીના મામલામાં ઇન્દિરાજીએ રેડ્ડી વિરોધી નિર્ણય લીધો ત્યારે સિન્ડિકેટ માટે વળી એક નવી તક સાંપડી હતી પરંતુ રેડ્ડીની ચૂંટણી પતી ગયા પછી—રેડ્ડી જીતી જશે એવી પાકી ગણતરીએ—મોવડીમંડળ મેદાન એની હૂંફી પડવાના ખ્યાલમાં શાંત બેસી ગયું હતું પરંતુ રેડ્ડીના પરાજયે તેમની બધી ધારણા ધૂળ મળી ગઈ તેમણે જોયું કે, બાવન ટકા જેટલી સ્પષ્ટ બહુમતી કૉંગ્રેસની હોવા છતાં તેમનો પરાજય થયો હતો આ પરાજયનું મુખ્ય કારણ એ હતું કે કૉંગ્રેસના કુલ ૨,૬૭૦ મતમાંથી આશરે ૬૭૫ જેટલા મત (સંસદના ૪૩૪માંથી આશરે ૧૬૦ મત સહિત) ગિરિને પક્ષે નખાયા હતા આમ, કુલ ૩૦ ટકા જેટલો ખાડો કૉંગ્રેસના મતમાં જ પડ્યો હતો.

ખાસ કરીને, ઉત્તર પ્રદેશમાં ગુપ્તા અને કમલાપતિ ત્રિપાઠીના ઝઘડાને કારણે, મધ્યપ્રદેશમાં શ્યામચરણ શુક્લ વિરુદ્ધ ડી પી મિશ્રાને કારણે, પંજાબમાં સ્વર્ણસિંહની અસરને કારણે તથા શરૂઆતથી જ્યાં કોંગ્રેસની આંતરિક નબળાઈ રહી છે તે કાશ્મીર અને નાગભૂમિમાં પણ રેડ્ડીના મત મોટા પ્રમાણમાં તૂટ્યા હતા આમાં 'તેનગણું'નો નિષ્પક્ષ રેડ્ડી વિરુદ્ધ ગયો હતો રેડ્ડીને પક્ષે ધરખમ ઊભાં રહેલાં રાજ્યોમાં ગુજરાત અને મહારાષ્ટ્ર હતાં, મધ્યપ્રદેશ અને આસામમાં નાની બહુમતી રેડ્ડીને મળી હતી

આ ઉપરાંત એવો પણ અંદાજ નીકળે છે કે જનસંઘ અને સ્વતંત્ર પક્ષનો પૂરેપૂરો બીજો મત રેડ્ડીને મળ્યો ન હતો તે જ રીતે ભારતીય ક્રાંતિદળ (બી કે ડી)નો પણ બીજો મત મળવાની સંભાવના હતી તેમાંય સફળતા મળી ન હતી

આમ ઇન્દિરાજીનો સૂર્ય તપવા માંડ્યો હતો ત્યારે કોંગ્રેસી મોવડીમંડળના મોં ઉપર કાળો પડછાયો પથરાઈ ગયો હતો પોતાનો બચાવ કેવી રીતે કરવો, ઇન્દિરાજીની ચાલ પ્રજા સામે કેવી રીતે ખુલ્લી કરવી — કશા હોશકોશ રહ્યા ન હતા ઇન્દિરાજી એક પછી એક ફટકા વીંઝી રહ્યા હતા, વરિષ્ઠ નેતાગીરી એક એક ફટકો ઝીલી લઈને ભવિષ્યમાં વધુ સારી અનુકૂળ તક આવવાની રાહ જોઈ રહી હતી' તેમ છતાં, રેડ્ડી નિષ્ફળ થયા પછી સાત હેગતાર્ગ ગરેના નેતાઓએ પુણ્યપ્રકોપ પ્રકટ કર્યો હતો

**નિજલિંગપ્પા:** "ચૂંટણીનું પરિણામ ગમે તે આવ્યું, પક્ષની શિસ્ત તો પાળવી જ જોઈએ."

**મોરારજીભાઈ:** 'શિસ્તભંગ સામેનાં પગલાંનું પરિણામ ગંભીર હોય અને પક્ષને નુકસાનકર્તા હોય તોપણ એનો સામનો કરવો જ પડશે '

અલબત્ત, આ શબ્દોએ ઘણાના મનમાં એવી આશા પેદા કરી હતી કે હવેની કારોબારીની બેઠકમા અંતિમ યુદ્ધ ખેલાઈ જશે...

આવુ માની લેવાને એક વધુ કારણ એ પણ મળ્યુ હતું કે કામરાજે તથા નિજલિંગપ્પાએ 'ઇન્દિરાજી કમ્યુનિસ્ટ રમત રમી રહ્યાં છે' એવો ભય પ્રકટ કર્યો હતો. પરંતુ કારોબારીમા જે બન્યુ તે તો અકલ્પ્ય જ હતું ૨૫ મી ઑગસ્ટે કારોબારીની બેઠક મળી તે પૂર્વે (પાટીલના કહેવાતા મુખપત્ર 'ઇન્ડિયન મૉનિટર' અનુસાર) મોવડી મંડળે વડા પ્રધાનને અને તેમના મુખ્ય સાગરીતોને 'સસ્પૅન્ડ' કરતો ખરડો તૈયાર પણ કરી રાખ્યો હતો! જોકે ચવાણ અને નાયકે તે બાબતમા નાપસંદગી દર્શાવી હતી.

કારોબારીની બેઠક મળી ત્યારે છેલ્લા ૭ અઠવાડિયાની કટોકટી તેની ચરમ સીમાએ પહોંચી ગઈ હતી ઇન્ડિકેટને હાથે સિન્ડિકેટે જે માર ખાધો હતો અને જે પરાજયો વેઠયા હતા એ પછી નેતાગીરી માટે બે જ માર્ગ રહ્યા હતા કાં તો, ઇન્દિરાજી અને તેમના સાથીઓ સામે સિદ્ધાંતોની અને શિસ્તની બાબતમા પગલા લેવાના નિર્ણયને વળગી રહેવુ—પરિણામ જે આવવાનુ હોય તે આવે પરિણામ વધુમા વધુ શુ આવશે તે કંઈ તેમનાથી અજાણ્યુ ન હતુ કોંગ્રેસમાથી ઇન્દિરાજીનુ જૂથ છૂટું થઈ જાય અથવા એમનુ પલ્લુ વધી જાય તો પોતે તેમાથી અળગા થઈ જાય, બીજુ શુ?

*

વાત સ્પષ્ટ હતી કોંગ્રેસની અંદર નીતિરીતિ અંગે ઉપરાંત વૈયક્તિક ધોરણે પણ, મેળ ન ખાય તેવા બે જૂથ પડી ગયા હતાં. એકબીજાને હરાવવા જે પ્રકારે દાવ ખેલાઈ રહ્યા હતા તે પછી બંને વચ્ચે સાચા સમાધાનની કોઈ તક પણ રહી ન હતી. ઇન્દિરાજી હવે ફરીને મોવડીઓનાં સદ્વચનો ઉપર વિશ્વાસ મૂકીને પોતાની લગામ

ઢીલી મૂકે એવું માનવાને કારણ ન હતું. હવે તો, એ એમની કિચન કેબિનેટ અને ઇન્ડિકેટના હાથ મજબૂત કરશે, અરુણા અસફઅલી અને મેનનની સલાહ પર વધારે તતૂલશે, જરૂર મુજબ સમાજવાદી પક્ષો અને કમ્યુનિસ્ટોનો સહકાર લેશે, જરૂર પડતા દેશના પ્રગતિશીલો અને ઉદ્દામોની સહિયારી સરકારની આગેવાની લેવાનું પણ નહિ ચૂકે આ રસ્તે આજનું મોવડીમંડળ તેમને ઊલટું બાધારૂપ જ લાગશે—એવા ભયે પણ તેઓ 'સંસ્થા કે 'સત્તા'નો દોર પાછો જવા દેવા નહિ જ ઇચ્છે. શું આટલી સાદી વાત વરિષ્ઠ મોવડીમંડળને નહિ સમજાઈ હોય?

પરિસ્થિતિ સ્પષ્ટ થઈ રહી હતી 'ના.' 'સર્વસંમતિ' (કોન્સેન્સસ) અને 'એકતા'નો દેખાવ છોડવો જ પડશે, ઇચ્છાએ નહિ તો અનિચ્છાએ જે કોંગ્રેસ તૂટેલી જ છે એને સાચા રૂપે પ્રગટ થવા દેવામા કોઈને 'વધુ બધુ જોખમ' દેખાતુ હોય તોય એ ગઠ લીધા વિના છૂટકો થવાનો નથી.

— માર્ગો છૂટા પડવાનો' સમય પાકી ગયો છે. સિન્ડીકેટ અને ઇન્ડિકેટ બંનેનું સોજિંદ કોંગ્રેસને આ હદે વસઠી ગયુ છે. સાથે રહેવાથી કશું સરે એમ નથી. હવે પછી એક એવો, મહત્ત્વનો કહી શકાય તેવો, નિર્ણય નહિ હોય કે જ્યારે વર્કિંગ કમિટીમા, એ આઈ સી સી મા, કોંગ્રેસના ખુલ્લા અધિવેશનમા અને પાર્લમેન્ટરી બોર્ડમા તથા પાર્લમેન્ટરી પાર્ટીમા ગંભીર ભાગના પડ્યા વિના રહે. હવે તો, એકબીજા સામેના અવિશ્વાસથી જ વર્તન થતું રહેશે, એકબીજાને માત કરવા માટે અંદરખાને વ્યૂહ ગોઠવાતા રહેશે. દિવસે દિવસે દ્વેષ વધશે. આનો લાભ કોંગ્રેસની અંદરના "તટસ્થતા"નો દાવો કરનાર વધુ "શાણા" લોકો લેશે. બીજી બાજુ કોંગ્રેસની બહારના પક્ષો અને વિદેશી સત્તાઓ પણ લાભ ઉઠાવવામા કશી બાકી નહિ રાખે: આ સ્થિતિમા કોંગ્રેસ માટે એક દિશામા એક હેતુપૂર્વક, આગળ વધવાનુ અશક્ય બની ગયુ હશે.

આ બધું સમજીને જ તો નિજલિંગપ્પા, મોરારજીભાઈ અને કામરાજ 'અંતિમ યુદ્ધ' ખેલી લેવાના નિર્ણય પર પહોંચ્યા હશે. અલબત્ત, અગાઉ ગમે તે થયું હોય પણ કારોબારીમાં તો પોતાની બહુમતી અંગે હજી તેમને વિશ્વાસ હતો ! ૨૧ સભ્યોમાંથી નિજલિંગપ્પા, મોરારજીભાઈ, કામરાજ, પાટીલ, અતુલ્ય ઘોષ, રામસુભગ સિંહ, સુખડિયા, ચંદ્રભાણુ ગુપ્તા, હિતેન્દ્રભાઈ, રેડ્ડી અને મહાસમિતિના મંત્રીઓમાંના એક—આટલા તો પોતાને પક્ષે પાકા. બીજી બાજુ ચૂંટણી વખતે રેડ્ડીની તરફેણમાં મત આપનાર ચવાણ અને વીપી નાયક તટસ્થ રહેશે તોય જંગ જીતી જવાશે .. રોમાંચના તરંગોમાં મોવડીમંડળ મહાલતું હતું !

*

આ દિવસોમાં એવા સમાચારો પણ આવી રહ્યા હતા કે જો કારોબારી આવું પગલું ભરવા નિષ્ફળ નીવડશે તો મોરારજીભાઈ અને કામરાજ તો કારોબારીમાંથી રાજીનામું આપી જ છૂટશે તો વળી, મોરારજીભાઈના અનુયાયીઓએ સિન્ડિકેટ અને ઇન્ડિકેટથી અલગ એવું 'વિન્ડિકેટ' (વિજયી) જૂથ ઊભું કર્યું હતું, તેમાં સુચેતા કૃપાલાની, તારકેશ્વરી સિંહા, મનુભાઈ પટેલ વગેરે કોઈ પણ ભોગે શિસ્તનો નિર્ણય કરી બેઠાં હતાં. કારોબારી નિષ્ફળ જાય તોય તક આવ્યે મહાસભામાં 'અંતરાત્માના અવાજને' નામે ઇન્દિરાજીને પડખે ઊભનારા જોરીના મૂડમાં તાતા નિવેદનો કરતા હતા. બીજી બાજુ, કોંગ્રેસ પ્રમુખ સામે શિસ્તના પગલાં ભરવાની તૈયારીઓ પણ ઇન્ડિકેટ તરફથી થઈ રહી હતી. પંજાબમાંથી મહાસમિતિના પચાસ ઉપરાંત સભ્યોએ આવો પત્ર પ્રમુખ ઉપર પાઠવ્યો પણ હતો અને મહાસમિતિની બેઠક બોલાવવા માગણી કરી હતી.

- કહેવાય છે કે ઇન્દિરાજીના અનુયાયીઓમાં એવી હદે તંગ વાતાવરણ પેદા થઈ ગયું હતું કે જો કંઈ પણ પગલું ભરાશે તો

જવાન તુર્કો, ઉદ્દામો અને કમ્યુનિસ્ટો ભેગા થઈને એવી આબોહવા પેદા કરશે કે તેને પરિણામે દિલ્હીમાં તોફાનો ફાટી નીકળ્યા વિના નહિ રહે. ઇન્દિરાજીના નેતૃત્વમાં નવી ઉદ્દામ સરકાર રચવાની તેમની તૈયારીઓ પણ હતી.

— સ્ફોટક સ્થિતિનો અંદાજ ચવાણને આવી ગયો હતો. કૉંગ્રેસની કારોબારી મળી તે સમયે એમણે લશ્કરને સાબદું કરી રાખ્યું હતું. બીજી બાજુ, ચવાણ સમાધાનના પ્રયાસો માટે રાત ને દિવસ એક કરી રહ્યા હતા. એમણે એક ઠરાવ તૈયાર કરીને, ખાનગીમાં ઇન્દિરાજીને બતાવીને, તેમને અનુકૂળ થાય તે પ્રકારે તેમાં સુધારા પણ કરી લીધા હતા. પરંતુ, આ ઠરાવનો ખરડો મોરારજીભાઈ તથા સિન્ડિકેટથી ગુપ્ત રાખવામાં આવ્યો હતો. ટૂંકમાં ચવાણ એકપક્ષી 'સમાધાન' પોતાના સાથીઓ ઉપર લાદવાની ચાલ ચાલી ચૂક્યા હતા!

કદાચ નિજલિંગપ્પા અને કામરાજ બધી પરિસ્થિતિથી વાકેફ થઈ ગયા હતા? કૉંગ્રેસનું ભંગાણ એટલે કમ્યુનિસ્ટો માટે ઘીકેળાં—એવો ભય પણ તેમને લાગ્યો હશે! આથી જ શું કારોબારી શરૂ થતાં જ નિજલિંગપ્પાએ ઠંડું પાણી પીરસ્યું? અને પોતાની ઉપર થયેલા જુઠ્ઠા આક્ષેપો સામે રોષ અને દુઃખ પ્રગટ કર્યાં. આ પછી તો ગુપ્તા, સુખડિયા, અતુલ્યઘોષ અને રામસુભગ સિંહ સૌએ એમાં સૂર પુરાવ્યો. ચવાણે વાતાવરણ વરતીને નિજલિંગપ્પા સામેના આક્ષેપો ભૂલથી થયા હોવાનો ઠરાવ પેશ કર્યો. આ પછી એક્તાનો ગુપ્ત ખરડો બહાર કાઢ્યો. સૌ એને વળગી પડ્યા! કામરાજ અને મોરારજીભાઈએ એમાં થોડાક નજીવા સુધારા સૂચવ્યા. ઠરાવમાં શિસ્તભંગ કરનારાઓનાં નામનો ઉલ્લેખ કરવા માટે દબાણ કર્યું પણ એકાદ શબ્દ સિવાય વધુ કશો ફેરફાર કરવાનો ઇન્દિરાજીએ ઇન્કાર કર્યો.

— દબાણ થશે તો કૉંગ્રેસ તૂટી જશે એવી ધમકી ફરી પાછી

આવી પડી! મોરારજીભાઈ માટે અંગત રીતે અને રાજકીય દૃષ્ટિએ આ બધું મૂંગે મોઢે સહી લેવાનું અપમાનજનક હતું. તેમણે વિરોધ તરીકે કારોબારીથી 'વૉક આઉટ' કરવાનો વિચાર કર્યો. કામરાજે ખામોશીની સલાહ આપી. અંતે મોરારજીભાઈએ બીજા ઠરાવ ઉપર સંમતિ આપવાનો ઇન્કાર કર્યો પરંતુ વિરોધમાં મત આપવાનું પણ ઉચિત ન લેખ્યું ... 'વિનાવિરોધે' એક અસંમતિ સાથે એકતાનો ઠરાવ પસાર થઈ ગયો!

પાટીલે, પાછળથી જાહેર કર્યા મુજબ, પોતે એકલાએ સિંહગર્જના કર્યાના હેવાલને ખોટો જણાવીને એવી સફાઈ કરી છે કે નિજલિંગપ્પાએ સ્પષ્ટ સલાહ આપી હતી કે 'હાલના સંજોગોમાં કંઈ થઈ શકે તેમ નથી...' વળી, તેમણે બચાવમાં એમ પણ કહ્યું છે કે મોરારજીભાઈએ શિસ્તભંગના પગલાંનો આગ્રહ ચાલુ રાખ્યો હોત તો મેં તેમને ટેકો આપ્યો હોત. જો મોરારજીભાઈ અને કામરાજે કારોબારીમાંથી 'સભાત્યાગ' કર્યો હોત તો હું પણ તેમને અનુસરત પરંતુ સંસ્થામાં ભંગાણ પડે તે સૌ ટાળવા માગતા હતા ...

- કદાચ એમ કહેવું જોઈએ કે ત્રણે જણ સંસ્થામાં ભંગાણ પાડવાના આક્ષેપથી બચવા માગતા હતા!—ભંગાણ પડે એની ચિંતા કરતા પોતે ભંગાણનું કારણ બન્યા એવા આક્ષેપથી બચવા માગતા હતા. મોવડીઓ માટીપગા પુરવાર થતા હતા!

# ૧૧ : આંતરકલહનો ઊકળતો ચરુ

ઢેચેપ કારોબારીમાં એકતાને નામે બીનું સંકેલાઈ ગયા પછી એનું પોકળરૂપ બીજા દિવસથી જ પ્રગટ થવા માંડ્યું હતું કોંગ્રેસ પ્રમુખે એવો ખુલાસો કર્યો હતો કે કારોબારીમાં "માફ કરો અને ભૂલી જાઓ"નું વલણ લેવાયું હતું પણ હવે પછી કોઈને શિસ્તભંગ માટે છટકવા દેવામાં આવશે નહિ! તો વળી, "વ્યક્તિપૂજા સરમુખત્યારશાહી લાવશે" એવો ઇન્દિરાને ઉદ્દેશી ઇશારો હૈદરાબાદથી (તા ૨૭) કરી લીધો હતો બાદ તેમણે એમ પણ જાહેર કર્યું હતું કે મોરારજીભાઈનો સવાલ હજી ચર્ચવાનો બાકી જ છે'

- કોંગ્રેસ પાર્લમેન્ટરી બોર્ડના નાયબનેતા શ્યામાનંદ મિશ્રાએ કારોબારીના બન્ને ઠરાવોની ઝાટકણી કાઢતાં સ્પષ્ટ કર્યું હતું કે આ ઉદ્દેશ સિદ્ધાંતોના ભોગે લાવવામાં આવ્યો છે વળી, બીજા ઠરાવમાં સંસ્થા પાંખ ઉપર સત્તા પાંખનું વર્ચસ્વ સૂચવવામાં આવ્યું હોઈને દેશ ઉપર સરમુખત્યારશાહીનો ભય પેદા થયો છે

— ગુજરાતમાં કોંગ્રેસના પ્રમુખ વજુભાઈ શાહે આ અગાઉ હિંમતપૂર્વક સ્પષ્ટ નિવેદનો કર્યાં હતાં અને કૃષિપ્રધાન ઠાકોરભાઈએ ઇન્દિરાજીના ચલણ વર્તન અંગે ભયસ્થાનો ચીંધીને આકરી ટીકા કરી હતી કારોબારીના ઠરાવ બાદ તેમણે ઇન્દિરાજીને દૂર કરવાની માગ ઉપાડી હતી ત્યારે, વજુભાઈએ નિખાલસપણે ઉચ્ચાર્યું હતું કે જો કારોબારીએ ઉચ્ચ કક્ષાએ થયેલી ગેરશિસ્ત પ્રત્યે નાપસંદગી

દર્શાવી હોત તો તેની પ્રતિષ્ઠા વધી હોત અને કોંગ્રેસ વધુ મજબૂત બની હોત...' તેમણે પ્રદેશ કોંગ્રેસ સમિતિની બેઠકમા (તા. ૭–૯–'૬૯) એવો ખુનામો કર્યો હતો કે "આખી કોંગ્રેસ તૂટી જાય એમ હતુ એટલે સ જોગોને વશ થઈને કોઈ પગલા લેવાયા નથી." સાથોસાથ એમ પણ ઉમેર્યુ હતુ કે "જ્યા સુધી એવો ઠરાવ નહિ કરવામા આવે કે જે શિસ્તભગ થયો છે તે ખરાબ થયુ છે અને ભવિષ્યમા આવુ નહિ થાય, ત્યા સુધી કોંગ્રેસમાથી શિસ્તભગનુ કેન્સર કદી મટવાનુ નથી... કોંગ્રેસ કટોકટીમાથી પાર ઊતરી છે એમ કહેવુ દમ ગણાશે"

> ગુજરાતના લોકસભાના સભ્ય મનુભાઈ પટેલે આ બધુ પતી ગયા પછી દસેક દિવસે અમદાવાદ–વડોદરા ખાતે એવો ખોખારો ખાધો હતો કે "કારોબારીએ કોંગ્રેસની એકતા ટકાવી રાખવાને નામે ગેરશિસ્તને થાબડી છે.... એ એકતા કૃત્રિમ છે, ધૃણ પરતુ લીંપણ છે. આથી સાચા કોંગ્રેસીઓમા વહેમ અને અવિશ્વાસની લાગણી પેદા થઈ છે. આના કરતા ગમે તે પરિણામ આવત પણ પગલાં ભરવા જોઈતા હતા.... શિસ્ત વગરની એકતા શા ખપની? કારોબારીએ ગેરશિસ્ત પર મહોર મારી એથી કોંગ્રેસનો આત્મા હણાઈ ગયો છે.. કોંગ્રેસ માત્ર ખોખુ જ રહી ગઈ છે..."

આમ, સીધા ચાબખા લગાવીને તેમણે એવો દાવો કર્યો હતો કે "અમારી 'સિન્ડિકેટ'ના ૩૦૦ જેટલા (!) પાર્લમેન્ટના કોંગ્રેસી સભ્યોની નીતિમત્તા તોડવાના પ્રયત્નો થતા હોવા છતા તેઓ અડીખમ ઊભા છે... (મસદના કુલ કોંગ્રેસી સભ્યો ૪૨૮ છે તેમાથી ૩૦૦નો પોતાને ટેકો હોવાના દાવામા ઉઘાડી અતિશયોક્તિ છે ઘણાના મતે તેમની અતિમવાદી પાખમા માડ ૧૫–૨૦ પણ અડીખમ ત્યા હશે!)

તારકેશ્વરી સિંહાએ પણ તેમની તાતી જબાનમાં કહી નાખ્યું હતુ કે હવે અમારા સૌ માટે 'અંતરાત્માના અવાજ'નો (શિસ્તભંગનો) દરવાજો ખૂલી ગયો છે (તાજો જ પરચો મણિપુરમાં મળી ગયો છે). તેમણે એમ પણ સૂચવ્યું હતુ કે કોંગ્રેસના ઉમેદવાર રેડ્ડીની હાર થતાં કોંગ્રેસના વડા પ્રધાને રાજીનામુ આપી દેવુ જોઈએ.

આમ, સિન્ડિકેટ અને ઇન્ડિકેટ એકેને કળ વળી નથી. જંગનો બીજો તબક્કો શરૂ થઈ ગયો છે. મહાસમિતિ મળે તે પહેલાં બન્ને પોતપોતાનુ બળ જમાવવા તમામ પ્રયાસો કરી રહ્યા છે. રાજ્યમાનુ ભંગાણ વધુ ગંભીર રૂપ લે તો નવાઈ નહિ

- મોરારજીભાઈ દુઃખી છે, કંઈક અંશે અંતર્મુખ છે. અમદાવાદના તેમના વ્યાખ્યાને ખૂબ સારી છાપ ઊભી કરી છે. એમને માટે પ્રધાનમંડળમાં પાછા જવાનો હાલમાં કોઈ સંભવ જ નથી. કેવળ સત્તામાં રહીને જ સેવા થાય એમ પણ નથી, એ વાત પણ તેઓ સ્વીકારે છે. પરંતુ, હજી તેમને તેમના અપમાનનો ડંખ રહી ગયો છે. અને તેમને એથીય વધુ દુઃખ તો ગેરશિસ્ત ચલાવી લેવાને કારણે થયુ છે. ઇન્દિરાજી પોતાની ભૂલ કબૂલ કરી લે તો નવેસરથી વિશ્વાસનું વાતાવરણ સર્જાય એમ તેઓ માને છે અને એવા સૂચનો પણ કરે છે. આ માટે એક સાચા 'સત્યાગ્રહી' તરીકે તેઓ 'સત્યાગ્રહ'નો કોઈ પ્રકાર ઢૂંઢી રહ્યા છે. અલબત્ત તે પ્રકાર કોઈના ઉપર દબાણ લાવવાનુ, ઉપવાસનુ કે જાહેરમાં કાયદાભંગનુ પગલુ નહિ જ હોય – એમ પણ તેમણે જણાવ્યુ છે.

— શિસ્તની વાત વાગોળવાથીય હવે કંઈ વળવાનુ નથી એ પણ સ્પષ્ટ છે. પોતાના અંતરાત્માને વફાદાર રહેનારે કાંઈ નહિ તો— મોરારજીભાઈ, નિજલિંગપ્પા અને કામરાજે તો—ઇન્દિરાજીએ પોતે જ 'સ્પોન્સર' કરેલા કોંગ્રેસના ઉમેદવાર રેડ્ડીને પડતા મૂકવાનુ વલણ જાહેર કર્યું ત્યારે જ વડા પ્રધાનની સામે પગલું ભરવુ જોઈતુ હતું.

સિદ્ધાન્તની ખરી કસોટી ત્યારે જ ઊભી થઈ હતી, તે વખતે લેવાનું પગલું મુલતવી રાખ્યું!

કદાચ રેડ્ડી જીતી જશે તેની ગણતરીએ પાછળથી બગાવત સફળતામાં લેવાનું વિચાર્યું હશે? અગર તો તે વખતે આકરું પગલું ભરતાં કૉંગ્રેસ તૂટી જશે અને ઉદ્દામો અને કમ્યુનિસ્ટોનો ટેકો હોવાને કારણે ઇન્દિરાજી નવી સરકાર રચી લેશે તે ભયે, જો મૂંગા રહ્યા હોય તો તે માટે પોતે જ જવાબદાર છે.

*

આજે સરદારની યાદ તાજી થાય છે ૧૯૩૪માં પં. જવાહરલાલ કૉંગ્રેસના પ્રમુખ હતા ત્યારે કૉંગ્રેસને સમાજવાદ અને વર્ગવિગ્રહના રાહે લઈ જવા તેમણે ભારે દબાણ આણ્યું હતું ત્યારે સરદાર ડૉ. રાજેન્દ્રબાબુ અને તેમના સાથીઓએ પં. નેહરુને 'રુકજાવ'નો આદેશ આપ્યો હતો અને પંડિતજી એ રીતે વર્તવા તૈયાર ન હોય તો તેમના આ સાથીઓએ કારોબારીમાંથી છૂટા થઈ જવાનો ઇશારો પણ કર્યો હતો. પં. નેહરુએ આ સ્થિતિમાં સાથે રહીને થાય તેટલું જ કરવાનો શાણો નિર્ણય લીધો હતો.

મોરારજીભાઈએ સરદારનું અને ઇન્દિરાજીએ તેમના પિતાજીનું અનુસરણ કર્યું હોત તો કેવું સારું! બીજું દૃષ્ટાંત પણ યાદ કરવા જેવું છે. ૧૯૩૮માં સુભાષબાબુ ગાંધીજીની અનિચ્છા છતાં બીજી વાર કૉંગ્રેસ પ્રમુખ તરીકે ઊભા રહ્યા અને ગાંધીજીની ખુલ્લી ભલામણ છતાં સુભાષના હરીફ પટ્ટાભિ સીતારામૈયા હાર પામ્યા. ગાંધીજીએ પોતાની હાર તરીકે એનો સ્વીકાર કર્યો. આવે વખતે સુભાષબાબુએ રચેલી કૉંગ્રેસ કારોબારીમાંથી સરદાર, રાજેન્દ્રબાબુ અને તેમના સાથીઓએ રાજીનામાં આપી દીધાં હતાં.

● સરદાર અને રાજેન્દ્રબાબુની નીતિ આત્મવિશ્વાસ પર નિર્ભર હતી. એમની તો ખુલ્લી ચૅલેન્જ હતી. સામામાં તાકાત હોય તો ઉદ્દામ

વાદ, સમાજવાદ અને સામ્યવાદ કે ફાસીવાદનો ગઢ લઈ જુએ એમની સામે ખુલ્લે મોરચે (છૂપી રીતે અને દાવાદાવાથી નહિ) અમે ઊભા રહીશુ, જોઈએ છીએ પ્રજા કોની પાછળ જાય છે — આવી તેમની ખુમારી હતી

આજના મોવડી મ ડળમા નથી આવી સિદ્ધાન્તનિષ્ઠા નથી આવી આત્મનિષ્ઠા એમને રાષ્ટ્રહિત ૮ગતા પક્ષની અખડિતતાની પણ પડી છે! ૧૯૭૨ મા ફરી પાછી કોંગ્રેસ, યેન કેન પ્રકારે — યેન કેન સ્વરૂપે, સત્તામા આવે એ જ એમનુ લક્ષ્ય છે!

* અન ત્ત ભારતની કેન્દ્ર સરકારની સ્થિરતાની દૃષ્ટિએ સિદ્ધાન્ત પરસ્ત કોંગ્રેસ સગઠ રહે અને ટકી રહે એ હિતાવહ છે પણ ગમે તેવી કોંગ્રેસ ગમે તે પ્રકારે ટકી રહે એમા નથી કોંગ્રેસનુ કે નથી દેશનુ ભલુ થવાનુ કોંગ્રેસના નેતાઓ એમના છીછરા વાડામાથી હજી બહાર આવી શક્યા નથી એ આજનુ સૌથી મોટુ દુર્ભાગ્ય છે

એક આજની સ્થિતિમા એક કામ તો થઈ જ શક્યુ હોત કોંગ્રેસના ઇતિહાસમા પ્રણાલીરૂપ બની ગયેલો એક તરીકો હજી અજમાવી શકાયો હોત તે એ કે ઇન્દિરાજીના ખુ ન મુલ્લા ગ ત્ય મૂડીવાદી વર્ગવિગ્રહી સમાજવાદ સામે મોવડીમ ડળ વર્ગસમન્વયના ગાંધીપથી સમાજવાદને નામે કોંગ્રેસમા જ એક સ્પષ્ટ અલગ જૂથ ઊભુ કરી શક્યુ હોત આમા કઈ જ અજુગતુ નથી આતરિક સૈદ્ધાન્તિક લડતનો આ ધર્મ છે કોંગ્રેસમા ૧૯૦૬થી આવા આતરિક જૂથો ઊભા થતા — સિદ્ધાન્ત સારુ લડતા ઝઘડતા આવ્યા છે

હકીકતે તો ૧૯૫૫મા આવડી કોંગ્રેસમા પ નેહરુએ કોંગ્રેસને માથે 'સમાજવાદ' નુ સૂત્ર લાગુ પાડ્યુ ત્યારથી જ કોંગ્રેસની અ ગ મે અખ્ય પ્રવાહો સ્પષ્ટ આકાર લઈ રહ્યા હતા — પ સ્પર સમાધાનો અ દર અ દર સમાધાન કરીને ચાલતા આવ્યા હતા

હવે, આ બનેએ પોતપોતાની વાત કોંગ્રેસના સભ્યો પાસે અને વિશાળ ધોરણે પ્રજા પાસે રજૂ કરીને પોતાનું બળ અજમાવવું રહ્યું.

એક જૂથ ગરીબો માટે ઊભું છે ને બીજું ધનિકોની તરફેણ કરનારું છે, એવો બુદ્ધિભ્રમ કરનારા પ્રચાર સામે બીજા જૂથે પોતાની સામાજિક ન્યાયની નિષ્ઠા પુરવાર કરીને તેની પ્રક્રિયા અને પદ્ધતિ અંગે સફાઈ કરવી જરૂરી છે કોંગ્રેસની અત્યંત મહત્ત્વના જવાબદાર જૂથ તરીકે કોંગ્રેસની પ્રણાલી અનુસાર સમાજવાદનો સાચો અર્થ રજૂ કરીને કોંગ્રેસને બચાવવાનો તેમનો ધર્મ છે આંતરકલહ દૂર કરવાનો આ ઉત્તમ માર્ગ છે

## ૧૨ : આંતરકલહ ઓગાળવાનો ઐતિહાસિક કીમિયો [૧]

કોંગ્રેસમાં આજે જે આંતરકલહ જાગ્યો છે એ આખા દેશની લોકશાહી ઇમારતને છિન્નભિન્ન કરી દેનારો છે, એવો ભય અસ્થાને નથી. તે ભય કલહના કારણોને આભારી નથી, કલહ પ્રગટ કરવાની અને લડી લેવાની રીતને આભારી છે

કોંગ્રેસના ૮૫ વર્ષના ઇતિહાસમાં આંતરિક કલહોના પ્રસંગોનો કોઈ પાર નથી અનેક વાર સૈદ્ધાંતિક મતભેદો ઉપર તો કેટલીક વાર વૈયક્તિક બાબતમાં મામલો એટલી હદે વીફર્યો હોવાનું પણ જોવા મળે છે કે કોંગ્રેસમાં ભંગાણ જ પડે ! અનેક વાર ભંગાણ પડી ચૂક્યું પણ છે . અને ભંગાણ પાડનારી ઘટનાઓ વારંવાર આવી

આવીને પસાર થઈ ગઈ છે. સમય જતા વળી પાછી એકતા સધાઈ છે!

• સવાલ એ નથી કે પક્ષમા કદી ભંગાણની સ્થિતિ જ ન આવે. સવાલ એ છે કે એવી સ્થિતિ આવે ત્યારે બને જૂથોનુ વર્તન કેવુ હોવુ જોઈએ? અને જ્યારે મૂળભૂત નીતિના સવાલો ઊભા થાય અને છૂટા પડવાનુ યોગ્ય લાગે ત્યારેય, કેટલી સભ્યતાથી એ પણ થઈ શકે—એ આજના તમામ નેતાઓએ શીખવાનુ રહે છે

આપણે થોડીક વિગતે કોંગ્રેસની અંદર જાગેલી કટોકટીની તવારીખ ઉપર એક વિહંગદૃષ્ટિ નાખી લઈએ—કદાચ, આપણને એ ભવ્ય ઇતિહાસમાથી આજે જે બની રહ્યુ છે, એને માટે દુખ થશે અને શુ બનવુ જોઈએ એની પ્રેરણા પણ મળશે ..

• કોંગ્રેસની ભરયુવાન વયે બંગભંગના વરસો દરમ્યાન (૧૯૦૫ થી ૧૯૧૧) ગભીર કટોકટી જાગી હતી ત્યારે ફીરોજશાહ મહેતા, ગોખલે સુરેન્દ્રનાથ બેનરજી અને રાસબિહારીની મવાળ નેતાગીરી સામે 'લાલ, પાલ અને બાલ' (બાલ ગગાધર ટિળક, બિપિનચંદ્ર પાલ અને લાલા લજપતરાય)ની ત્રિપુટીએ જહાલ 'રાષ્ટ્રીય પક્ષ' (નેશનલ પાર્ટી)ની સ્થાપના કોંગ્રેસની અંદર જ કરી હતી. બેની વચ્ચે શરૂથી જ બાબતમા પાયાનો ભેદ હતો મવાળો 'આવેદનો', 'અરજીઓ'મા માનતા હતા, ત્યારે જહાલો વિરોધ અને આંદોલનોમા, મવાળો 'બંધારણીય' પગલાથી અટકી જતા હતા, અથવા બાહુ બાહુ તો દાવો કરીને પ્રતિનિધિમંડળો દ્વારા વિદેશી અને આપખુદ સરકાર પર દબાણ લાવવા મથતા હતા, જહાલો 'બહિષ્કાર', 'સ્વદેશી' સ્વતંત્ર રાષ્ટ્રીય શિક્ષણ તથા સરકારના કાનૂનોનો ભંગ કરવાના કાર્યક્રમો સુધી જવા તૈયાર હતા એક રીતે જોઈએ તો, મવાળ નેતાઓ બૌદ્ધિક સ્તર પર પોતાની અસર પહોંચાડવા

મથતા હતા, ત્યારે 'રાષ્ટ્રવાદીઓ' લોકસમુદાયને સ્પર્શવા મથતા હતા મવાળ સુધારકો પ્રેરણા માટે પશ્ચિમી દેશો તરફ દૃષ્ટિ દોડાવતા હતા ત્યારે જહાલ રાષ્ટ્રવાદીઓ ભારતના પ્રાચીન વારસા તરફ વળતા હતા, મવાળો બ્રિટિશની ન્યાયબુદ્ધિ ઉપર ઘણો આધાર રાખતા હતા, ત્યારે જહાલો રાષ્ટ્રના પોતાના બળ ઉપર મુસ્તાક રહેવા માગતા હતા મવાળો 'સાંસ્થાનિક સ્વરાજ'થી સંતોષાવા તૈયાર હતા, ત્યારે જહાલો 'સ્વરાજ્ય અમારો જન્મસિદ્ધ અધિકાર છે' એવું સૂત્ર બુલંદ કરતા હતા

● વિનીત વડીલ નેતાગીરી અને જહાલ નેતાગીરી વચ્ચે વિસંવાદ નાનોસૂનો ન હતો ૧૯૦૬મા કલકત્તા અધિવેશનથી મતભેદોની ખુલ્લી અથડામણ શરૂ થઈ ગઈ હતી, તે ૧૯૦૭મા સુરત અધિવેશન વખતે ધડાકા સાથે બહાર આવી હકીકતે, કોંગ્રેસના આ અધિવેશનનુ સ્થળ નાગપુરથી બદલીને સુરત રાખીને વિનીતોએ બાજી જીતી જવા ધાર્યું હતુ પ્રથમ તો, પ્રમુખપદ અંગે જ વિખવાદ ઊભો થયો વિનીતો તરફથી રાસબિહારી ઘોષ અને જહાલો તરફથી લાલા લજપતરાય ઉમેદવારો હતા જહાલોના 'રાષ્ટ્રીય પક્ષે' આગલે વર્ષે કલકત્તામા જે ઉદ્દામ નિર્ણયો લેવરાવ્યા હતા તેમા પીછેહઠ કરવાની શંકા સુરત ખાતે ઊભી થઈ હતી આથી જહાલો લડી લેવાના મૂડમા હતા અંતે, સામસામી જૂતા અને ખુરશીઓ ઊછળી !

આથી ચોખ્ખી જીદે ચડેલા વિનીતોએ બીજે દિવસે પોતાના અનુયાયીઓ (બહુમતી)ની બેઠક બોલાવીને કોંગ્રેસનુ બંધારણ જ એવુ ઘડ્યુ કે 'રાષ્ટ્રીય પક્ષ' તેમા દાખલ જ ન થઈ શકે !

આમ, લોકમાન્ય તિલકના 'રાષ્ટ્રીય પક્ષ'ને ગોખલેની મવાળ નેતાગીરીએ બહુમતીના જોરે કોંગ્રેસની બહાર ધકેલી દીધો હતો છતા ૧૯૧૫મા જ્યારે ગોખલેનુ અવસાન થયુ ત્યારે તિલક મહારાજે સ્મશાનભૂમિમા અંજલિ અર્પતા ઉચ્ચાર્યું હતુ

"આજે હિંદનું અમૂલ્ય રત્ન, મહારાષ્ટ્રનું ભૂષણ, અનન્ય સેવક આ સ્મશાનભૂમિ પર અનંત નિદ્રામાં સૂતો છે. એમને અનુસરવાનો સંપૂર્ણ પ્રયત્ન કરો . એમ કરશો તો એ પુણ્યાત્મા પરલોકમાં પણ પ્રસન્ન રહેશે"

—હૃદયની આવી નિર્મળતા આજે યાદ કરવા જેવી છે.

- ૧૯૦૭માં કોંગ્રેસમાંથી હાંકી કાઢવામાં આવેલા ટિળક મહારાજે ૧૯૧૬માં લખનૌ કોંગ્રેસ વખતે પુનઃ પ્રવેશ કર્યો, ત્યારે તેમાં જાણે, તેમના જ વિજયનો પડઘો ઊઠયો હતો (ત્યારે મહાત્મા ગાંધી માટે આ પ્રથમ પ્રવેશ હતો) ૧૯૧૮માં મૉન્ટફર્ડ સુધારા વખતેય કોંગ્રેસમાં મતભેદો પડ્યા હતા એક પક્ષ તેને અગ્રાહ્ય ઠરાવી દેવા માગતો હતો બીજો પક્ષ તેને અમુક સુધારા પછી આવકારલાયક લેખતો હતો આ સંજોગોમાં મવાળ પીઢ નેતાઓએ —શ્રી દિનશા વાચ્છા, સુરેન્દ્રનાથ બૅનરજી, ભૂપેન્દ્રનાથ બસુ અને અંબિકાચરણ મજમુદાર—બાજુ પર ખસી જઈને રસ્તો મોકળો કરી આપ્યો હતા આ પછી વિનીતોનું દળ કોંગ્રેસથી છૂટું પડી ગયું હતું

- ૧૯૧૯માં અમૃતસરમાં પક્ષભેદો (જૂથભેદો)એ વધુ ઉગ્ર રૂપ પકડ્યું હતું આશ્ચર્યની વાત એ છે કે એક બાજુ ચિત્તરંજન દાસ બ્રિટિશ સુધારાને સુધારાને ઠરાવી દેવા અને આડખીલીઓ ઊભી કરવા (અસહકાર જ કહોને)ના વલણના હતા, ત્યારે ગાંધીજી સહકાર કરવાના પક્ષકાર હતા[1]

અલબત્ત, ત્યારે વિજય ગાંધીજીનો જ થયો હતો

- ૧૯૨૦માં ગાંધીજીએ સીધી લડતનો માર્ગ અનિવાર્ય લેખ્યો, ત્યારે ખૂબીની વાત એ છે કે દેશબંધુ દાસ ગાંધીજીના કાર્યક્રમની વિરુદ્ધ

હતા બંગાળ દાસબાબુની પાછળ હતું આમ છતાં, ગાંધીજીએ કલકત્તામાં (ખાસ) અધિવેશન બોલાવવાનો આગ્રહ રાખ્યો (૧૯૨૦ સપ્ટેમ્બર) ધારાસભા અને કોર્ટોના બહિષ્કારનો ઠરાવ વિષય વિચારિણી સમિતિમાં ગાંધીજી માત્ર ૮ મતોની બહુમતીથી જીતી ગયા (ખુલ્લા અધિવેશનમાં તે ૧૮૮૬ વિ ૮૪૪ મતે પસાર થયો હતો) પરંતુ, આથી કંઈ દેશબંધુએ પોતાની લડત છોડી દીધી નહિ ૧૯૨૦માં નાગપુર અધિવેશનમાં તેમણે જોર અજમાવી લેવાનો નિર્ધાર કર્યો કલકત્તાનો ઠરાવ રદ કરાવવા તેઓ પોતાના જૂથના ૨૫૦ પ્રતિનિધિઓને, રૂ ૩૬૦૦૦ ખર્ચના ખર્ચીને બંગાળ અને આસામમાંથી સાથે લઈ આવ્યા હતા વિષયવિચારિણી સમિતિમાં સારો એવો સંઘર્ષ જામ્યો. .

— પરંતુ ધાર્યું હતું શું ને બન્યું શું ? ગાંધીજીએ દેશબંધુને જીતી લીધા. ખુદ દેશબંધુએ જ ખુલ્લી બેઠકમાં અસહકારનો ઠરાવ રજૂ કર્યો ને લજપતરાયે ટેકો આપ્યો !

● ૧૯૨૨માં ગયામાં કોંગ્રેસ અધિવેશન મળ્યું સૌને ઊંઘ ઉડાડી મૂકી નાખનારો સવાલ હતો ધારાસભા પ્રવેશનો કેટલાક એવું માનતા હતા કે ધારાસભા પ્રવેશની છૂટ આપવામાં આવશે તો અસહકારનો આખો પાયો જ ખતમ થઈ જશે, બીજી બાજુ, બ્રિટિશ તાજની વફાદારીના સોગંદ લીધા વિના તથા પ્રધાનપદનો સ્વીકાર કર્યા વિના ચિત્તરંજન દાસ સરકારની તેના ગઢની અંદર જઈ હરાવવાના મતના હતા

— ખૂબીની વાત તો એ છે કે, ગયા અધિવેશનના પ્રમુખપદે ગાંધીજીએ જ તેમને બેસાર્યા હતા અને દાસબાબુ પણ આવ્યા ત્યારે ખીસામાં બે કાગળ લઈને આવ્યા હતા એક તો પ્રમુખ તરીકેના વ્યાખ્યાનનો અને બીજો પ્રમુખપદના રાજીનામાનો ! સાથોસાથ જ તેમણે "સ્વરાજ પક્ષ"ની સ્થાપનાનો વિચાર પણ કરી રાખ્યો હતો.

અને, અધિવેશન પૂરું થતા જ તેમણે અલગ પક્ષ 'સ્વરાજ પક્ષ' સ્થાપ્યો જ. મોતીલાલ નેહરુ તથા વિઠ્ઠલભાઈ પટેલ જેવા ચુનંદા ધારાશાસ્ત્રીઓ દેશબંધુની પડખે ઊભા હતા.

- આમ, કોંગ્રેસમા વળી 'નાફેરવાદીઓ' એટલે કે ચુસ્તપણે 'અસહકાર'ને વળગી રહેનાર અને 'ધારાસભાવાદીઓ' એવા બે પક્ષો પડી ગયા હતા પરંતુ, દેશબંધુ પોતે જ કોંગ્રેસના પ્રમુખ હતા! એટલે એમણે રાજીનામુ આપવાનો પોતાનો ધર્મ લેખ્યો. પરંતુ, પીઢ નેતાઓ કશી ઉતાવળ કરવા માગતા ન હતા ૧૯૨૩ ફેબ્રુઆરીની મહાસમિતિ સુધી રાજીનામાનો નિર્ણય મુલતવી રાખવામા આવ્યો. અંતે, કામચલાઉ સમાધાન શક્ય બન્યુ પં. જવાહરલાલ અને અબુલ કલામ આઝાદના પ્રયત્નોને સફળતા મળી

— બંને જૂથોએ 'ધારાસભા પ્રવેશ કે બહિષ્કાર' અંગે પ્રચાર કરવાનુ એપ્રિલ સુધી બંધ રાખવાનો નિર્ણય લેવાયો. જોકે, બંને જૂથોને આ સિવાયના કાર્યક્રમો — એકબીજાના કામમા દખલ ન થાય તે રીતે—પાર પાડવાની છૂટ આપવામા આવી

- પરંતુ, આ 'તતૂનતી તલવાર'ના વાતાવરણનો અંત લાવવા સારુ મૌલાના આઝાદને પ્રમુખપદે ખાસ અધિવેશન બોલાવવાનુ નક્કી થયુ ૧૯૨૩ના સપ્ટેમ્બરમા દિલ્હી ખાતે ખાસ બેઠક મળી અને ત્યા દેશબંધુને જ્વલંત વિજય પ્રાપ્ત થયો જે કોંગ્રેસીઓને ધારાસભા પ્રવેશ સામે "નૈતિક" વાંધો ન હોય તેમને તે રસ્તે જવાની છૂટ મળી, અને ધારાસભા પ્રવેશ વિરુદ્ધનો પ્રચાર બંધ કરવાનુ ઠરાવવામા આવ્યુ જોકે સાથોસાથ ધારાસભા પક્ષે રચનાત્મક કામમા દિલચસ્પી લેવાની ખાતરી આપી અને જેઓ સવિનયભંગની લડતના માર્ગે જવા માગતા હોય તેમને માટે અસરકારક યોજના તૈયાર કરવા એક સમિતિ પણ નીમવામા આવી.

— જોકે દેખીતી રીતે જ ધારાસભા પક્ષનો આ વિજય હોવા છતા ભારે કુનેહથી સૌને રીઝવવાનો આ પ્રયાસ હતો.

— પરંતુ હજી મામલો શાંત ન પડ્યો કોકોનાડામા અધિવેશન મળતા વળી દિલ્હીના ઠરાવ સામે સખત વિરોધ વંટોળ જાગ્યો. આખરી ભાગલા પડતા રોકવા માટે રાજગોપાલાચારીએ સમાધાનનો માર્ગ કાઢી આપ્યો તે મુજબ—

(૧) કલકત્તા, નાગપુર, અમદાવાદ, ગયા અને દિલ્હીના અધિવેશનોએ પસાર કરેલા અસહકારના ઠરાવોનો ફરીથી સ્વીકાર કરવામા આવ્યો

(૨) બહિષ્કારના સિદ્ધાંત અને નીતિમા ફરીથી શ્રદ્ધા પ્રગટ કરવામા આવી

(૩) રચનાત્મક કાર્યક્રમ ઉપર ખાસ ઝોક આપવામા આવ્યો,

(૪) તેના આધારે સવિનયભંગ માટે તૈયારી કરવાનો આગ્રહ સેવવામા આવ્યો

• પરંતુ આ બધા છતા 'ધારાસભા પ્રવેશ'મા 'નૈતિક' વાંધો ન હોઈ તેમનો એ અધિકાર માન્ય રહ્યો અનગત, આ તો બીજુ સર્કલાઈ ગયા જેવુ થયુ ! આથી, ૧૯૨૪માં ગાંધીજી જેલમા બીમાર પડીને છૂટ્યા ત્યારે તો વળી વાદળ ઘેરાઈ ચૂક્યાં હતા

આ દરમ્યાન સ્વરાજ પક્ષે કેન્દ્ર તથા પ્રાંતોમાની ધારાસભાઓમાની કામગીરી દ્વારા દેશભરમા સારો એવો પ્રભાવ પાડ્યો હતો આથી તેઓ જોરમાં હતા બીજી બાજુ ગાંધીજીના ખાસ અનુયાયીઓ સિદ્ધાંત-ચુસ્ત હતા

ઘણી મમથતોને અંતે, ગાંધીજીએ પોતાના નિવેદનમા સ્પષ્ટ

"મારી કાર્યપદ્ધતિથી અને સ્વરાજ પક્ષવાળાઓ વચ્ચે પાયાનો ભેદ છે બનેની દૃષ્ટિ અને વૃત્તિમા જ ભેદ છે . પરતુ હુ મારી વાત સ્વરાજ પક્ષના મિત્રોને ગળે ઉતારી શક્યો ન હોઈ તેમને તેમના માર્ગે જવા દેવામા જ ન્યાય રહેલો છે. અગાઉ દિલ્હી અને કોકોનાડાના ઠરાવ મુજબ તેમણે તે રસ્તે ઘણી મજિલ કાપી પણ છે તો હવે તેમને તેમનો પ્રયોગ કરી લેવા દેવો રહ્યો હુ એમના માર્ગમા વિઘ્નો નાખવાનુ કે તેમની સામે ચળવળ કરવાનુ ન જ કરુ, અલબત્ત પ્રત્યક્ષ મદદ કરવાનુય માગથી ન બને ભવિષ્યમા તેઓ દેશને પ્રત્યક્ષ લાભ થયેનો પુરવાર કરશે તો મારા જેવા અશ્રદ્ધાળુઓને પોતાની ભૂલ દેખાશે અને જો આ રસ્તે પોતાનો ભ્રમ ભાગી ગયાની ખાતરી થશે તો તેઓ નિખાલસપણે પાછા વળે એટલા શુદ્ધ દેશભક્ત છે જ એમ હુ માનુ છુ'

બીજી બાજુ સ્વરાજ પક્ષ તરફથી દેશબધુ તથા પ મોતીલાલજીનુ સયુક્ત નિવેદન પ્રગટ થયુ

તેમણે ધારાસભામાના પોતાના કાર્ય ઉપરાત ગાધીજીના રચનાત્મક કાર્યને પૂરા દિલથી અનુમોદન આપવાનુ સ્વીકારીને ઉમેર્યુ કે—

'રચનાત્મક કાર્યની પીઠ વિના આપણુ ધારાસભાનુ કાર્ય પાંગળુ રહેશે, કારણ કે, ધારાસભાની આપણી નીતિને સફળ તેમ જ અસરકારક બનાવવા માટે આપણી પાછળ જે બળ જોઈએ તે આરુ આપણે ધારાસભાની અદર નહિ બહાર જ તૈયાર કરી શકીએ એના વિના આપણુ કાર્ય અશક્ય થઈ પડશે

આમ કહીને તેમણે ગાધીજીને એવી ખાતરી આપી કે, "જે દહાડે અમને માલૂમ પડશે કે, સવિનયભગ વિના નોકરશાહીની સ્વાર્થી હઠને પહોચી વળાય એમ છે જ નહિ તે જ દહાડે અમે ધારાસભામાથી ચાલ્યા આવશુ તે વખતે અમે

"તમે જીભેથી 'સ્વતંત્રતા'નું નામ ભલે લીધા કરો પણ તમારા બોલવામાં જો સચ્ચાઇ નહિ હોય તો તે 'જય' શબ્દોનો ખાલી બગડાટ જ રહેશે ... જો તમે તમારાં બોલેલાં વચનો પાળવા પણ તૈયાર ન હો તો તમારી સ્વતંત્રતા ક્યાંથી આવવાની છે? સ્વતંત્રતા એ ઠેકે નક્કર વસ્તુ છે એ શબ્દોની નિત્રાથી પ્રાપ્ત થતી નથી '

- ઇન્દિરાજીએ જાતે રેડ્ડી માટે ઉમેદવારીપત્ર ભર્યા પછી, તેનો ખુલ્લો સ્વીકાર કરી લીધા પછી, ગમે તે બહાને (જે બહાનું પણ પાછળથી જુઠું પુરવાર થયું) પોતાનો બોલ ફેરફાર કરવાનું કર્યું અને કમ્યુનિસ્ટો તથા ઉદ્દામ વિરોધ પક્ષોના ઉમેદવારને જિતાડીને, પોતાના જ ઉમેદવારને હરાવીને જે આનંદ લૂંટ્યો, એ દશ્ય જોવા ગાંધીજી જીવતા રહ્યા હોત તો? કદાચ ઉપરના શબ્દો કરતાંય વધુ સખ્ત અને કરુણ શબ્દો તેમના મુખમાંથી બહાર પડ્યા હોત!

એક વધુ દૃષ્ટાંત ધ્યાન ખેંચે છે ('વેસ્ટર્ન ટાઇમ્સ' ૧૭–૮–'૬૯' શ્રી નીરુભાઈ દેસાઈના લેખને આધારે)

- બીજું વિશ્વયુદ્ધ શરૂ થતા, ૧૯૪૦ મા કોંગ્રેસના મોવડીમંડળમા જે નીતિભેદ આગળ તરી આવ્યા ગાંધીજી અને તેમના સાથીઓ કોઈ પણ ભોગે યુદ્ધમા સહાય આપવા તૈયાર ન હતા રાજાજી, સરદાર પટેલ અને તેમના સાથીઓ 'શરતી' સહાય આપવા તૈયાર હતા બારડોલી ખાતે ગુજરાત પ્રાંતિક સમિતિની બેઠક મળી રહી હતી ત્યારે વાતાવરણ તંગ હતું ગાંધીજીના પટ્ટશિષ્ય નરહરિભાઈ પરીખે જણાવી દીધું કે ગુજરાત તો ગાંધીજીને પડખે જ રહેશે! આની કેટલાકને પ્રસંગે ગુજરાતે ગાંધીને છેહ દીધો એવું ઇતિહાસમા સ્ખેને લેખાય! સરદાર સ્તબ્ધ બની ગયા એમના સાથીઓ ધૂંધવાઈ ઊઠ્યા સરદારે એમના સાથીઓને સમજાવતાં સામેથી કહ્યું, "હું એવું ચ્હાતો નથી કે જેથી ગુજરાતની પ્રતિમા ખરડાય હું એવું કશું કરવા નથી માગતો કે જેથી ઇતિહાસમા

એમ કહેવાય કે ગાંધીને એમના જ પ્રાંતમાં શૂળીએ ચડાવ્યા હતા! તમે સૌ તમારા 'અંતરાત્માના અવાજ' અનુસાર મતદાન કરજો..."

અંતે, એકલા ગાંધીજી જ બોલ્યા: પલટાયેલી પરિસ્થિતિમાં સરદારની વાત વ્યવહારુ હોવાનું કહીને તેમને ટેકો આપવા સર્વ-સાધારણ સભ્યોને સલાહ આપી: "કોંગ્રેસે અહિંસાનો સ્વીકાર 'નિષ્ઠા' (creed) તરીકે નહિ 'નીતિ' (policy) તરીકે કર્યો હોઈને જો તે અહિંસાની વાત આગળ ધરીને યુદ્ધનો બહિષ્કાર કરવાનું કહે તો તે ઢબી જ મરે...છતાં, જેઓ મારી જેમ અહિંસાને વરેલા હોય તેઓ આ ઠરાવથી દૂર રહે—વિરોધ ન કરે."

ગાંધીજી અને સરદારની પારદર્શક રાષ્ટ્રીય નિષ્ઠાએ વળી એક વધુ વાર કટોકટીમાંથી કોંગ્રેસને ઉગારી લીધી.

## ૧૪: સર્વાધિકારની સમસ્યા

કોંગ્રેસની અંદર આજે સૌથી મોટી સમસ્યા કોઈ જાગી હોય તો તે એ છે કે સર્વાધિકાર કોને? સંસ્થા પાંખના વડા કોંગ્રેસના પ્રમુખને કે સત્તા-પાંખના નેતા વડા પ્રધાનને? કોંગ્રેસમાં આ સવાલ વર્ષોથી ગૂંચવાતો આવ્યો છે ૧૯૫૦માં પં. નેહરુના પ્રધાનમંડળે કાશ્મીરમાં લશ્કરી દરમ્યાનગીરી કરવાનો નિર્ણય કર્યો ત્યારે તેની સામે તે વખતના કોંગ્રેસ પ્રમુખ આચાર્ય કૃપાલાનીજીએ સખ્ત વિરોધ કર્યો. તેમણે જણાવ્યું કે કોંગ્રેસ સરકારની નીતિઓ અને કોંગ્રેસની નીતિઓ અને છે તે જોતાં કોંગ્રેસ પ્રમુખને વિશ્વાસમાં લીધા વિના મહત્ત્વના નીતિવિષયક નિર્ણયો લેવાય તો તેનાથી કોંગ્રેસ સંગઠનની અસર

પ્રજા માનસ પર ઝાંખી થશે અને પ્રજામાનસ સત્તા તરફ નજર નાખતું થઈ જશે આ દૃષ્ટિએ કોંગ્રેસ પ્રમુખ અને કોંગ્રેસ કારોબારીનો નીતિવિષયક નિર્ણયો લેવાનો અધિકાર વડાપ્રધાને ઉવેખવો ન જોઈએ

પં. જવાહરલાલ આ મંતવ્ય સાથે સહમત ન થયા. કૃપાલાનીએ કોંગ્રેસ પ્રમુખ તરીકે રાજીનામું આપતા ઉચ્ચારેલા શબ્દો નોંધપાત્ર છે.

> " જો રાષ્ટ્રને સ્પર્શતા મહત્ત્વના સવાલો વિષે કોંગ્રેસની સૌથી ઊંચી કારોબારીને કે છેવટે તેના લોકમાન્ય રીતે ચૂંટાતા વડાને પણ પૂરા વિશ્વાસમા લેવાય નહિ, તો કોંગ્રેસ સંગઠનનો સક્રિય અને સમજપૂર્વકનો સહકાર સરકારને મળે કઈ રીતે ? જો સરકારો અને કોંગ્રેસ સંગઠનો વચ્ચે મુક્ત અને પૂર્ણ સહકાર ન હોય તો, પરિણામે, આજે જેમ લોકોના મનમા અને કોંગ્રેસ જનોમા ગૂંચવાડો અને ગેરસમજ જોવા મળે છે, તેવો ગૂંચવાડો અને ગેરસમજ વધશે
>
> વળી કોંગ્રેસ પણ સરકાર અને પ્રજા વચ્ચે અસરકારક કડી તરીકે ત્યારે જ કામ કરી શકે જ્યારે સરકાર અને કોંગ્રેસ સંગઠન વચ્ચે તદ્રૂપતા હોય
>
> ગામડામા અને શહેરોમા લોકો સાથે સતત સંપર્કમા તો સંગઠન રહેતું હોય છે, અને લોકોના દિલદિમાગનું તે જ પ્રતિનિધિત્વ કરે છે સરકારને તેની સત્તા પણ, સરવાળે તો, સંગઠન પાસેથી મળે છે જો કોઈ પગલાથી પક્ષનું સંગઠન નબળું પડે કે તેની પ્રતિષ્ઠા લોકનજરમા ઝાંખી થાય, તેનાથી છેવટે સરકારની સ્થિતિ પણ વહેલી કે મોડી નબળી જ પડે આથી જો અત્યારનો ગૂંચવાડો સમયસર રોકવામા નહિ આવે તો મને ભય છે કે સંસ્થા તરીકે કોંગ્રેસ ભાંગી પડશે અને દેશના જાહેર જીવનમાં તેને સ્થાને કોઈ જૂની કોમવાદી સંસ્થા કે પછી સામ્યવાદી પક્ષ પેસી જશે "

આ પછી ટંડનજી કોંગ્રેસના પ્રમુખ હતા ત્યારે તેમને પણ પંડિતજી સાથે અથડામણમાં ઊતરવું પડ્યું હતું અને પોતે છૂટા થઈ ગયા હતા પં. નેહરુએ આ બાબત પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કર્યો હતો.

'નીતિ કે વહીવટ અંગેના સરકારી નિર્ણયોની પૂર્વ ચકાસણી કરવાનો અગર તે બાબતમાં મત પ્રદર્શિત કરવાનો કે માહિતી મેળવવાનો અધિકાર કોંગ્રેસ કારોબારીને હોઈ શકે નહિ વળી પ્રધાનમંડળના સભ્ય હોય તેવા કારોબારીના સભાસદો આ ચર્ચાઓ વખતે પોતપોતાના સ્વતંત્ર અભિપ્રાયો વ્યક્ત કરી શકે નહિ કારણ કે પ્રધાનમંડળની સામૂહિક જવાબદારી અને ગુપ્તતા જાળવવાના શપથનો તેનાથી ભંગ થાય છે જોકે, સરકારી નીતિ જાહેર થયા પછી તેની છણાવટ કરવાનો અને તેમાં ફેરફાર સૂચવવાનો કારોબારીનો અધિકાર હોઈ શકે"

પંડિત નેહરુના આ મંતવ્યના સમર્થનમાં બ્રિટનનું દૃષ્ટાંત રજૂ કરવામાં આવે છે

બ્રિટનમાં હેરલ્ડ લાસ્કી લેબર પાર્ટીના વડા હતા અને એટલી વડા પ્રધાન હતા ત્યારે આ સંઘર્ષ ઉગ્ર બન્યો હતો અને ત્યાંની લેબર પાર્ટીમાં એટલીનું મંતવ્ય માન્ય થયું હતું અને તે મુદ્દા પર લાસ્કીએ રાજીનામું આપ્યું હતું આ પછી છેલ્લી ચૂંટણીમાં હેરોલ્ડ વિલ્સને લેબર પાર્ટીના વડા તરીકે બ્રિટનના વડા પ્રધાન તરીકેની ધુરા પોતાના હાથમાં લીધી તે પૂર્વે તેમણે પણ સંસ્થા પાંખ અને સત્તા પાંખના સંબંધો અંગે સ્પષ્ટતા કરી હતી—

(૧) લેબર પાર્ટીના સ્થાનિક (મહોલ્લા અને જિલ્લાવાર) સંગઠનો (મજદૂરી તથા ટ્રેડ યુનિયન) પાર્લમેન્ટની ચૂંટણીના ઉમેદવાર તરીકે પોતપોતાના પ્રતિનિધિ ચૂંટે છે

(૨) પાર્ટીની રાષ્ટ્રીય કારોબારી, જૂજ અપવાદ સિવાય, સ્થાનિક પસદગીને જ મહોર મારે છે.

(૩) પરિષદ કે રાષ્ટ્રીય કારોબારી બનેયમાથી એકેય લેબર પાર્ટીની પાર્લમેન્ટરી પાંખને પોતાના હુકમ અનુસાર વર્તવાનુ ફરમાન કરી શકતી નથી, તે તેનુ કામ જ નથી, તો પછી લેબર સરકારને તો એનાથીય ઓછુ ફરમાન કરી શકે

(૪) પાર્લમેન્ટરી પાર્ટી (પાંખ) સ્વાયત્તમંડળ છે તે પોતાના નેતા અને ઉપનેતાની ચૂટણી કરે છે પોતાનુ કામકાજ પોતાની આતરિક લોકશાહી પદ્ધતિએ ચલાવે છે (બહુમતી ગુમાવતા સરકાર તૂટી પડે છે)

(૫) પાર્લમેન્ટરી પાર્ટી પરિષદના નિર્ણયો આપોઆપ સ્વીકારવા બધાયેલ નથી

(૬) લેબર સરકાર પાર્લમેન્ટ દ્વારા આખા દેશને જવાબદાર છે, અને તેણે આખા દેશના હિતમા સાચા અને યોગ્ય લાગે તેવા નિર્ણયો કરવા જોઈએ

*

આ બાબતમા કોગ્રેસ પત્રિકા મા (૧૩–૯– ૬૯) ભારતની વિશિષ્ટ સ્થિતિ તરફ ધ્યાન દોરતા એવી રજૂઆત કરવામા આવી છે કે—

(૧) કોગ્રેસ પક્ષના જે મૂળભૂત આદર્શો અને ધ્યેયો છે તેને આધારે કોગ્રેસના વિચારને માનનાર લોકોને સગઠિત કરવાનું કામ પક્ષ સગઠન જ કરી શકે

(૨) કોગ્રેસ સગઠન જે કેન્દ્રીય કામગીરી બજાવી શકે તે કોગ્રેસ સસદીય પાંખ પાર ન પાડી શકે દા ત કોગ્રેસનુ કામ માત્ર ચૂટણી લડનાર માણસો પૂરા પાડવાનુ કે ઉમેદવારો પૂરા પાડવાનુ છે, એમ માનવુ એ કોગ્રેસની કામગીરીના ઇતિહાસનો

ઇન્કાર કરવા બરાબર છે. સંસદીય પાખ તો તેટલી જ કામગીરી આપી શકે જેટલી સરકારી તંત્ર દ્વારા પાર પાડવાની હોય.

— આ દેશમા સમાજસુધારાનું, ગરીબીનિવારણનુ, લોકશાહી મૂલ્યોની જાળવણીનુ, લોકશિક્ષણનુ અને સહકારી સંચાલનનુ કામ સરકારી તંત્ર દ્વારા પાર પાડવુ શક્ય જ નથી.

(૩) સંસદીય પાખમા રહેલાઓ માટેય સંસ્થા પાખનુ પીઠબળ હર તબક્કે જોઈશે જ. લોકમતનો પડઘો સંસ્થાના કાર્યકરો પાડે છે, સંસદમા તો તેનો પુનઃપ્રતિઘોષ જોવા મળે છે.

(૪) સંસ્થા પાખનુ અસ્તિત્વ અસરકારક હોવુ જોઈએ. તેને ગૌણ ગણીને ચાલવામા આવે તો લોકનજરમા તેની અસરકારકતા રહે નહિ. જો સંસ્થાના પ્રમુખને વિશ્વાસમા લીધા વિના સત્તા-પાખ મનસ્વી રીતે કામ કરવા લાગે અને તે જ વાજબી ગણાય તો સંસ્થાનુ કશુ મહત્ત્વ રહેશે નહિ, પરિણામે સત્તા-પાખ પણ નિર્બળ બન્યા વિના નહિ રહે

(૫) સંગઠને ઘડેલા કાર્યક્રમોનો અને નીતિવિષયક આદર્શોનો અમલ સંસદીય પાખ કરે છે કે નહિ તેની સમીક્ષા કરવાનો, તેની દેખરેખ રાખવાનો તેને અંગે પગલા ભરવાનો સંસ્થાને અધિકાર હોવો જ જોઈએ કેટલાક એવો ભય પ્રગટ કરે છે કે સંસ્થાનુ વર્ચસ્વ વધી જાય તો રશિયા જેવી પક્ષીય જોહુકમી ઊભી થાય.

આનો ખુલાસો આપતા તે જણાવે છે કે સામ્યવાદી દેશોમા એકમાત્ર સામ્યવાદી પક્ષ અસ્તિત્વ ધરાવતો હોય છે. ત્યા સંસદમા કે દેશના રાજકારણમા બીજો કોઈ પક્ષ હોતો નથી આથી ત્યા સંસ્થાકીય પાખ વિ સંસદીય પાખ જેવુ કંઈ છે નહિ બલ્કે, ત્યા તમામ આખરી સત્તા પક્ષ હસ્તક હોઈને સંસદીય પાખ તેના પડછાયા રૂપ જ બની રહે છે. આથી ઘણી વખત તો ત્યા સંસ્થાકીય

(૨) પાર્ટીની રાષ્ટ્રીય કારોબારી, જૂજ અપવાદ સિવાય, સ્થાનિક પસંદગીને જ મહોર મારે છે.

(૩) પરિષદ કે રાષ્ટ્રીય કારોબારી બંનેયમાથી એકેય લેબર પાર્ટીની પાર્લમેન્ટરી પાંખને પોતાના હુકમ અનુસાર વર્તવાનુ ફરમાન કરી શકતી નથી, તે તેનુ કામ જ નથી તો પછી લેબર સરકારને તો એનાથીય ઓછુ ફરમાન કરી શકે

(૪) પાર્લમેન્ટરી પાર્ટી (પાંખ) સ્વાયત્તમંડળ છે તે પોતાના નેતા અને ઉપનેતાની ચૂટણી કરે છે. પોતાનુ કામકાજ પોતાની આતરિક લોકશાહી પદ્ધતિએ ચલાવે છે (બહુમતી ગુમાવતા સરકાર તૂટી પડે છે)

(૫) પાર્લમેન્ટરી પાર્ટી પરિષદના નિર્ણયો આપોઆપ સ્વીકારવા બંધાયેલ નથી

(૬) લેબર સરકાર પાર્લમેન્ટ દ્વારા આખા દેશને જવાબદાર છે, અને તેણે આખા દેશના હિતમા સાચા અને યોગ્ય લાગે તેવા નિર્ણયો કરવા જોઈએ

*

આ બાબતમા 'કોંગ્રેસ પત્રિકા'મા (૧૩–૯–'૬૯) ભારતની વિશિષ્ટ સ્થિતિ તરફ ધ્યાન દોરતા એવી રજૂઆત કરવામા આવી છે કે—

(૧) કોંગ્રેસ પક્ષના જે મૂળભૂત આદર્શો અને ધ્યેયો છે તેને આધારે કોંગ્રેસના વિચારોને માનનાર લોકોને સગઠિત કરવાનું કામ પક્ષ સગઠન જ કરી શકે

(૨) કોંગ્રેસ સગઠન જે કેટલીક કામગીરી બજાવી શકે તે કોંગ્રેસ સસદીય પાંખ પાર ન પાડી શકે દા ત કોંગ્રેસનુ કામ માત્ર ચૂટણી લડનાર માણસો પૂરા પાડવાનુ કે ઉમેદવારો પૂરા પાડવાનુ છે, એમ માનવુ એ કોંગ્રેસની કામગીરીના ઇતિહાસનો

પાસે ન જવાની) સલાહ આપી ગયાં છે પક્ષીય લોકશાહીને બચે સામ્યવાદીઓની કહેવાતી 'પીપલ્સ ડેમોક્રસી'માં જ આ વાત ગાજે, એટલું તો સ્પષ્ટ થવું જોઈએ

## ૧૫ : ઇન્દિરાજી: અંતે કયે માર્ગે?

ભનભના જૂની સૂત્રોની ગાજવીજ કરીને ઇન્દિરાજીએ એક કામ તો અવશ્ય સાધ્યું છે કોંગ્રેસની સુસ્તી ઉડાડી દીધી છે, નવી પેઢીને પ્રેરણા પાઈ છે, ઉદ્દામોને આકર્ષ્યા છે, વિશાળ જગતમાં નવી આશા પેદાની છે

પરંતુ, અંતે તો, વાણીનું રંગતન ક્યાં સુધી પહોંચે? જે કરવાનું છે એ તો ભારે ધીરજ અને કમોગી માગે એવું પાયાનું કામ છે અલબત્ત ઇન્દિરાજી તાતા સૂત્રોની ઝડી વરસાવી રહ્યા હતા, તે દરમ્યાન પણ અવારનવાર વાસ્તવિકતાની વાત બોલી તો જતા હતા બેંકોનું રાષ્ટ્રીયકરણ કર્યા પછી તેને કરીયમ પાકું કર્યા પછી નવું પગલું ભરવાની વાત તેમણે પછીથી કરી હતી (ઑગસ્ટ ૨૬) પરંતુ જેમ જેમ દિવસો વીતતા ગયા, જેમ જેમ લોકોની અપેક્ષાઓ તેઓ ઉત્તેજતા ગયા તેમ તેમ જવાબદારી પણ વધતી ગઈ, વાસ્તવિકતાનું દબાણ પણ વધતું ગયું. છેવટે, 'ગતોગત ક્રાન્તિ'નો વેશ પૂરો કરીને તેમણે વાસ્તવિક વાણી ઉચ્ચારવા માંડી છે પ્રજાને એ વાતથી સાવચેત કરતા તેમણે ૨૨-૯-'૬૯ના રોજ અગરતલા ખાતે કહ્યું છે કે

"સરકાર પ્રજાના બધા દુઃખદર્દો ટૂંકા સમયમાં દૂર કરી શકે નહિ, એ એમણે સમજવું જોઈએ તેમણે મોટી અપેક્ષાઓ રાખવી

નેતા જ સંસદીય નેતા (વડા પ્રધાન) તરીકે રહે છે, અને જે જુદી વ્યક્તિઓ હોય ત્યારે નિર્ણાયક નેતા તો પક્ષનો નેતા જ ગણાય છે.

આ પરિસ્થિતિમાં લોકશાહી દેશ માટે સારી દૃષ્ટાંત લાગુ પડે એમ નથી. વળી ભારતમાં અનેક પક્ષો હોઈને તથા કોંગ્રેસ જેવી સંસ્થામાં અનેક વૈવિધ્યવાળી પાંખવાર સમિતિઓ પથરાયેલી હોઈને પક્ષ એકાકી સત્તાધારી બની જાય તેવો ભય ઓછો રહે છે. એ સાથે, ભારત ફેડરલ (સમવાયી) તંત્ર હોવાથી રાજ્યોને ઘણા બધા સ્વાયત્ત અધિકારો હોઈને કેન્દ્રમાં એક પક્ષની સર્વમુખત્યારી સ્થપાઈ જવાનો ભય પણ ઓછો થઈ જાય છે. રશિયા યા સામ્યવાદી દેશોનું દૃષ્ટાંત ભારતને લાગુ પડે એમ છે નહિ. ત્યાંના જેવો ભય પણ અસ્થાને છે.

આ ગૂંચનો ઉકેલ હજી આપણે ત્યાં આવ્યો નથી. પરંતુ સર્વસાધારણ અભિપ્રાય એવો છે કે—

બંને પાંખ મહત્ત્વની છે. એકબીજાની પૂરક છે. એકેનો સર્વાધિકાર હોઈ ન શકે. બંનેના ક્ષેત્ર ભિન્ન છે. સત્તા પાંખ સંસદ દ્વારા દેશને જવાબદાર હોઈને તેને તેની નિશ્ચિત ફરજ અદા કરવા માટે પૂરા વ્યાપક અધિકારો જરૂરી છે પરંતુ, અંતે તો, તે સંસ્થા પાંખની મૂળભૂત નીતિને વશ રહે છે જ. એ નીતિ અમલ થાય છે કે નહિ તેનો નિર્ણય પક્ષ જ કરી શકે અને તે પક્ષનો વિશ્વાસ ગુમાવતા પાંખની સરકાર હવામાં લટકી જાય અને તે ગબડી પડે જ . . . આમ, અંતિમ સત્તા પક્ષની હોવા છતાં, સત્તા-પાંખના સંસદીય કાર્યમાં પક્ષની રોકટોક અને દખલ હોવી ન ઘટે.

•

પાસે ન જવાની) મનાઈ આપી ગયા છે. પક્ષીય લોકશાહીને બદલે સામ્યવાદીઓની કહેવાતી 'પીપલ્સ ડેમોક્રસી'માં જ આ વાત છાજે, એટલું તો સ્પષ્ટ થવું જોઈએ

# ૧૫ : ઇન્દિરાજી : અંતે કયે માર્ગે ?

ભલભલા ઝનૂની સૂત્રોની ગાજવીજ કરીને ઇન્દિરાજીએ એક કામ તો અવશ્ય સાધ્યું છે : કોંગ્રેસની સુસ્તી ઉડાડી દીધી છે, નવી પેઢીને પ્રેરણા પાઈ છે, ઉદ્દામોને આકર્ષ્યા છે, વિશાળ જગતમા નવી આશા પેદાવી છે

પરંતુ, અંતે તો, વાણીનું શાસન ક્યાં સુધી પહોંચે ? નક્કર કરવાનું છે એ તો ભારે ધીરજ અને ક્રમોદી માગે એવું પાયાનું કામ છે. અનવરત ઇન્દિરાજી તાતા સૂત્રોની ઝડી વરસાવી રહ્યા હતા, તે દરમ્યાન પણ અવારનવાર વાસ્તવિકતાની વાત ખોલી તો જતા હતા બેંકોનું રાષ્ટ્રીયકરણ કર્યા પછી તેને કરીકામ પાકું કર્યા પછી નવું પગલું ભરવાની વાત તેમણે પછીથી કરી હતી (ઓગસ્ટ ૨૬). પરંતુ જેમ જેમ દિવસો વીતતા ગયા, જેમ જેમ લોકોની અપેક્ષાઓ તેઓ ઉત્તેજતા ગયા તેમ તેમ જવાબદારી પણ વધતી ગઈ, વાસ્તવિકતાનું દબાણ પણ વધતું ગયું. છેવટે, 'ગલોગલ ક્રાન્તિ'નો વેશ પૂરો કરીને તેમણે વાસ્તવિક વાણી ઉચ્ચારવા માંડી છે. પ્રજાને એ વાતથી સાવચેત કરતા તેમણે ૨૨–૯–'૬૯ના રોજ અગરતલા ખાતે કહ્યું છે કે

"સરકાર પ્રજાના બધા દુઃખદર્દો ટૂંકા સમયમા દૂર કરી શકે નહિ, એ એમણે સમજવું જોઈએ. તેમણે મોટી અપેક્ષાઓ રાખવી

ન જોઈએ પ્રગતિ એ તો લાંબો સમય ખાઈ જનારી વસ્તુ છે લોકોએ ધીરજ ધરવી રહે છે"

- ઇન્દિરાજીએ આ વાસ્તવિક અભિગમ સ્વીકારવા માંડ્યો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે સવાલ માત્ર એટલો જ પૂછવાનો રહે છે કે જો અંતે ખરેખર આ જ વાત પ્રજાને કહેવાની હતી તો છેલ્લા બે મહિનામાં તેમણે જે રમખાણ મચાવી દીધું એનું કશું કરવાની જરૂર શી હતી ?

કોંગ્રેસે ૨૨-૨૩ વર્ષ સુધી સુસ્તી સેવી હતી, એમ ને એમ ચલાવ્યે રાખતા ૧૯૭૨માં કેન્દ્રમાંથી પણ ફેંકાઈ જવાની શક્યતા હતી દેશની મોટામાં મોટી સંસ્થા અને આજ સુધી રાષ્ટ્રની એકતા અને રાજકીય સ્થિરતા ટકાવી રાખવામાં ઘણો મોટો ભાગ ભજવનારી સંસ્થા (કોંગ્રેસ) ખતમ થઈ જતાં દેશની હાલત આજના કરતાંય બદતર થવાની એમની ચિંતા પણ સાચી હતી આ બધાં કારણે કોંગ્રેસને હચમચાવી નાખવાની જરૂર હતી, એ વિશે શંકા નથી. વૃદ્ધ-વડીલ નેતાઓમાં સમયના તકાદાને સમજી લઈ આપમેળે સફાળા બની આગળ વધવાની વૃત્તિ ને સ્ફૂર્તિ ઓછી હોય અને એ માટે જુવાન પેઢીએ આઘાત આપવાની જરૂર ઊભી થઈ હોય— ઇન્દિરાજીએ એ કામ પાર પાડવા ધાર્યું હોય—તો તે પણ પ્રશસ્ય હતું પરંતુ તો પછી એમણે એ મર્યાદિત હેતુની અંદર રહીને એ પ્રકારે જ વર્તવું જરૂરી હતું

- એ માટે મોરારજીભાઈ સાથેના અસભ્ય વર્તનની કશી જ જરૂર ન હતી એ માટે પીઢ નેતાઓને પ્રત્યાઘાતી કહીને ઉતારી પાડવાની કશી જરૂર ન હતી એ માટે કોંગ્રેસને જ શિસ્તવિહીન બનાવી દઈને કોંગ્રેસના પાયા જ હચમચાવી નાખવાની આવશ્યકતા ન હતી પોતાના સાથીઓ ઉપર હલકા આક્ષેપો મૂકવાની જરૂર ન હતી અંતરાત્માને નામે મુક્તમતદાન દ્વારા

કોંગ્રેસમાં પાટલીબદલુઓની મોટી જમાત ઊભી કરવાની જરૂર ન હતી, લોકશાહીના પાયાની સર્વપક્ષી સર્વવર્ગી પરિપાટી છોડી દઈને ગરીબોના હિતને નામે વર્ગયુદ્ધની ઉશ્કેરણી સુધી પહોંચી જવાની જરૂર ન હતી, ઘરના વડીલોને ઠેકાણે લાવવા માટે સમ્મુખત્યાગશાહી પક્ષો તરફ હાથ લંબાવવાની—એમના સભ્યો અને સાગરીતોને પોતાની પીઠ આપવાની ભયંકર હોડમાં ઊતરવાની જરૂર ન હતી

*

ખેર... ઇન્દિરાજી ખરેખર હવેય સ્વસ્થ બની સામાજિક ન્યાયની દિશામાં તકેદારીપૂર્વક વ્યવહારુ પગલાં ભરવા તૈયાર હોય તો હજી કંઈ બાજી પૂરી બગડી ગઈ નથી. હજી કોંગ્રેસની બાહ્ય એકતા ટકી રહી છે—માળખું ટકી રહ્યું છે. હજી મોવડીઓ છેલ્લે પાટલે જઈ બેઠા નથી. તેઓ ગમ ખાઈ ગયા છે એક બાજુ તેઓ પરાજયની નાલેશી અનુભવતા હશે, હતાશા અને લાચારી અનુભવતા હશે, બીજી બાજુ, કોંગ્રેસની ચડતીપડતી એમણે જોઈ છે, કોંગ્રેસની અંદરના કલહો એમણે જોયા જાણ્યા છે ગાંધીજી, નેહરુ, સરદાર અને રાજાજીની કુનેહભરી કામગીરીથી તેઓ સુપરિચિત છે. એક વાર ગમ ખાઈને પણ, બળને બદલે કળથી બાજી સુધારી શકાશે એવી આશા હજી એમને હૈયે ટકી રહેલી જણાય છે આમ, હજી, બાજી હાથથી ગઈ નથી.

ઇન્દિરાજી આજે લાખ લાખ માનવીઓને આકર્ષી રહ્યાં છે, એ પણ કોંગ્રેસ માટે એક મોટી સિદ્ધિ બની જઈ શકે જૂની અને નવી પેઢી એકત્ર થઈને, કશા મોટા સૂત્રોની અને આદર્શોની વાતો કરવાને બદલે, સમયનો તકાદો વરતીને વધુમાં વધુ વ્યવહારુ કાર્યક્રમ ઉપર એકતા સાધીને તેનો અમલ કરવા લાગી જાય—ભલેને પછી

# ૧૬ : કોંગ્રેસ પતનને આરે [૧]

તા ૨૫મી ઑગસ્ટે કોંગ્રેસ કારોબારીમાં એકતાનો નામે બીતું સંકેલાઈ ગયા પછી એનું પોકળ નેતાઓના નિવેદનોમાં બીજે દિવસથી પ્રગટ થવા માંડ્યું હતું

આ પછી તો ઘણા પાણી વહી ગયા છે ઑક્ટોબરના બીજા સપ્તાહથી તો ઊકળતો ચરુ ઊછળી પડે એવી એંધાણીઓ વરતાઈ રહી છે કોંગ્રેસ છાવણીમાંની એકતા અને શાંતિ કેટલી તકલાદી અને છેતરામણી છે તેના વધુ ને વધુ પુરાવા મળી રહ્યા છે

—તા ૧૦મી ઑક્ટોબરના સમાચાર જણાવે છે તે મુજબ ઇન્ડિકેટ તરફથી કોંગ્રેસ પ્રમુખ સામે અવિશ્વાસની દરખાસ્ત લાવવાની પેરવી ચાલુ છે આક્ષેપ એવો છે કે, નિજલિંગપ્પા કોંગ્રેસ કારોબારીમાંથી અને કોંગ્રેસ પ્રદેશ સમિતિઓના પ્રમુખોમાંથી ઇન્દિરાજીના ટેકેદારોને એક યા બીજા બહાને વીણી વીણીને દૂર કરવાની રમત રમી રહ્યા છે ખૂબીની વાત એ છે કે, આ વખતે પણ અગાઉની જેમ કોંગ્રેસ પ્રમુખ ઉપર જૂઠું આળ ઉતારવામાં આવ્યું છે, તે એ કે તામિલનાડના કોંગ્રેસના અધ્યક્ષ સુબ્રહ્મણ્યમને કારોબારીમાંથી બરતરફ કરવાનો નિર્ણય લઈને નિજલિંગપ્પાએ મનસ્વી પગલું ભર્યું છે

—અગાઉ, રેડ્ડીની ચૂંટણી વખતે એવો આક્ષેપ કરવામાં આવ્યો હતો કે, કોંગ્રેસ પ્રમુખે જનસંઘ અને સ્વતંત્ર પક્ષ સાથે મળી

જઈને ઇન્દિરાજીની સરકારને ઉથલાવી પાડવાનું કાવતરું રચ્યું હતું. ગઈ વખતનું આ જૂઠાણું ખુદ કારોબારીમાં ખુલ્લું પડ્યું હતું અને તે માટે ક્ષમાયાચના કરતો ખાસ ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

આ વખતે હકીકત એ છે કે, સુબ્રહ્મણ્યમે પ્રદેશ કોંગ્રેસના પ્રમુખ તરીકે પોતે જાતે કરીને રાજીનામું આપ્યું છે. પક્ષના બંધારણ અનુસાર, જે વ્યક્તિ મહાસમિતિના સભ્ય હોય તે જ કોંગ્રેસ કારોબારીમાં રહી શકે બીજું એ કે, જે વ્યક્તિ પ્રદેશ કોંગ્રેસના પ્રમુખ હોય તે મહાસમિતિના એક્સ ઑફિશિયો સભ્ય ગણાય આ રૂએ સુબ્રહ્મણ્યમ પ્રદેશ કોંગ્રેસના પ્રમુખ હોઈને મહાસમિતિના એક્સ ઑફિશિયો સભ્ય બનેલા (તેઓ ચૂંટાયેલા સભ્ય ન હતા), આથી પ્રદેશ કોંગ્રેસના પ્રમુખ મટી જતા મહાસમિતિના સભ્ય મટી જાય છે. અને તેથી ફરી મહાસમિતિના સભ્ય તરીકે ચૂંટાઈને આવે નહી તે દરમ્યાન તો તેઓ કારોબારીના સભ્ય તરીકે રહી શકતા નથી.

—બંધારણ અનુસાર આ સ્થિતિ સ્પષ્ટ છે. આથી મહાસમિતિની ઑફિસ તરફથી કોંગ્રેસ પ્રમુખનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું ત્યારે નિજલિંગપ્પાએ કશો નિર્ણય લઈ લેવાને બદલે આ બાબત સુબ્રહ્મણ્ય મને પત્ર લખવાનું સૂચન ઑફિસને કર્યું હતું

આમ હજી કશું પગલું ભરાયું ન હતું ત્યાં તો ઇન્દિરાજી, ચવાણ, ફખરુદ્દીન, જગજીવનરામ તથા ઉમાશંકર દીક્ષિત અને સુબ્રહ્મણ્યમ પોતે એમ છ જણાની સહી સાથે નિજલિંગપ્પા કાવતરું કરી રહ્યા છે—એકતાની ભાવનાથી આ વિરુદ્ધ છે એવું દર્શાવતો પત્ર કોંગ્રેસ પ્રમુખ ઉપર મોકલી આપવામાં આવ્યો!

બીજી હકીકત એવી છે કે પ્રદેશ કોંગ્રેસના પ્રમુખો જો પ્રધાન-મંડળમાં જોડાય તો એમણે પ્રમુખનું સ્થાન ખાલી કરવું પડે છે.

કેગનાક સમયથી ઉત્તર પ્રદેશના કોંગ્રેસ પ્રમુખ કમળાપતિ અને તાજેતરમા આન્ધ્ર પ્રદેશના પ્રમુખ કાકાતી પોતપોતાના રાજ્યના પ્રધાનમ ડળમા જોડાયા હોવાથી નિયમ મુજબ તેઓ કોંગ્રેસ કારોબારીમા — એકસાથે બે સત્તાસ્થાનો પર — રહી ન શકે આથી કોંગ્રેસ પ્રમુખે આ બાબત પ્રદેશ સમિતિઓનુ ધ્યાન ખેંચતો અને નવા પ્રમુખ માટેની ચૂંટણી કરવાની સલાહ આપતો પત્ર લખ્યો છે

આ પણ સર્વથા કોંગ્રેસ બધારણ અનુસારનુ પગલુ હતું આમ છતા ઉપરના પત્રમા આમા પણ બ ધારણનો આક્ષેપ થયો છે!

એ વાત સાચી છે કે ઉપરના નિયમોનો બધી વખત ચુસ્ત પણે અમલ નથી થયો કેટલીક વાર કારોબારી અથવા કોંગ્રેસ પ્રમુખ તરફથી કેટલીક છૂટછાટો અપાઈ છે પરતુ કોઈક વાર સકારણ અપવાદ કરાયો હોય તેથી કરીને એ નિયમ જ દૂર થઈ જતો નથી અને મહાસમિતિની ઑફિસ અપવાદની અપેક્ષાએ કઈ હાથ જોડીને બેસી રહી શકે નહિ એની ફરજ હતી એણે કોંગ્રેસ પ્રમુખનુ ધ્યાન ખેંચ્યુ તે યોગ્ય ફરજ બજાવી હતી નિજલિંગપ્પાએ પણ સુબ્રહ્મણ્યમને બરતરફ કરતો કોઈ ફતવો કાઢ્યો નથી તેમણે કેવળ ખુલાસો માગતો પત્ર લખવાનુ સૂચન જ કર્યું હતુ પત્ર પણ લખાયો ન હતો તે પૂર્વે જ ઇન્દિ રાજીએ આક્ષેપબાજી શરૂ કરી દઈને અગાઉની જ હીનવૃત્તિ ફરી એક વાર પ્રગટ કરી દીધી છે અને ચોર કોટવાળને દડે એ ન્યાયે તે પોતે ગુનેગાર ઠરી છે

કોંગ્રેસ પ્રમુખે બહુ દૃઢતાથી અને છતા સયમપૂર્વક જવાબ આપી દીધો છે અને કારોબારીની બેઠક તત્કાળ બોલાવવાની ઇન્દિરાજીની માગણીને અસાધારણ પરિસ્થિતિના અભાવમાં અકારણ ગણાવીને ૧લી નવેમ્બરે બેઠક બોલાવવાનુ નક્કી રાખ્યુ છે

આમ ઇન્દિરાજીના જૂથે એકતાની નિષ્ઠાને નામે બધારણની ઉપેક્ષાનો દાવ ફરી એક વાર નાખ્યો છે!

આ પછી તો ઇન્દિરાજી ધૂંધવાઈ ઊઠ્યાં જણાય છે. એમણે મેદાન સાફ કરવા પોતાના પ્રધાનમંડળમાંથી ચાર જણા (બે નાયબપ્રધાનો, બે ગન્ય પ્રધાનો)ને રાજીનામું આપી છૂટા થવા ફરમાવ્યું. કારણ એવું આપવામાં આવ્યું કે પોતે જે પ્રગતિશીલ નીતિ આગળ ધપાવવા માગે છે તેમાં આ સાથીઓનો પૂરતો ટેકો મળે એમ નથી!

નોંધવા જેવી વાત તો એ છે કે આ ચારે (નાયબ અને ગન્ય કક્ષાના) પ્રધાનો ઇન્દિરાજીની ઉચ્ચ કક્ષાની (કેબિનેટ કક્ષાની) નીતિ-રીતિ ઉપર કશી અસર કરવાની સ્થિતિમાં જ નથી. ઉપરાંત, ખાસ તો, આ ચારમાંના બે તો સમાજવાદના ખાસ પુરસ્કર્તા ઉત્સાહી સજ્જનો તરીકે જાણીતા છે અને કામ કરતા રહ્યા છે.

—મૂળ વાત એ છે કે, આ બે પ્રધાનો અશોક મહેતાના સાથીઓ ગણાતા હોઈને ઇન્દિરાજી એમની ઉપર દાઝ ઉતારી રહ્યાં છે. આમ સિદ્ધાંત કરતાં સત્તાનું પલ્લું નમતું રાખવાની ઇન્તેજારી પણ જોર કરી રહી છે!

ઇન્દિરાજીની સત્તાની આ રમતનું સૌથી ભૂંડું પાસું તો ગુજરાતનાં રમખાણોના ટાણે તેમણે જે વલણ પ્રગટ કર્યું છે તેમાં દેખાઈ આવે છે. ગુજરાત સરકાર રમખાણો દરમ્યાન નિષ્ફળ ગઈ છે, એટલું જ નહિ પણ તેણે જાણીને રમખાણોને બેફામ વધવા દીધાં છે, એ પ્રકારના હેવાલોને વજૂદ આપીને ઇન્દિરાજીએ ગુજરાત સરકાર અને મોરારજીભાઈને બદનામ કરવાનો મોકો સાધ્યો છે.

—હકીકતે તો, તેમણે પોતે જ પાર્લમેન્ટના ત્રણ સભ્યોને ગુજરાતમાં મોકલીને હેવાલો મેળવ્યા હતા, બાદ ચવાણ આવ્યા ને ત્યાર પછી ઇન્દિરાજી પોતે. આ પછી વળી કેન્દ્રના પ્રધાન સતીશ આવ્યા. તે પોતાની જ કોંગ્રેસ પાર્ટી અને કોંગ્રેસ સરકારોને બાજુ પર રાખીને, એક જ કોમના આગેવાનોને મુખ્યત: મળીને,

તેમના હેવાલો ઉપર જ મુખ્ય મદાર બાંધીને બધી રમત રમી ગયા. .

—આ ઉપરાંત સામ્યવાદીઓ અને સંયુક્ત સમાજવાદીઓ તરફથી પણ ગુજરાત સરકારને બરતરફ કરીને કેન્દ્રનું શાસન સ્થાપવા માટેની જેહાદ શરૂ થઈ છે

—ઇન્દિરાજી પોતાની સત્તાની રમતના એક ભાગ તરીકે આ બધા ઊહાપોહનો લાભ લેવા તાકે છે એવી છાપ ઊભી થઈ છે જો આમાં સત્ય હોય તો, ઇન્દિરાજીએ છેલ્લે પાટલે બેસવાની તૈયારીઓ કરી લીધી છે એમ જ કહેવું રહ્યું આમ કોંગ્રેસ એકતાનો ગમે તેટલો દેખાવ કરે, ખુદ કોંગ્રેસના કાર્યકરોને અને પ્રજાને છેતરી શકાય એવું રહ્યું નથી

*

એકતાની જે કાંઈ શક્યતા રહી હતી તે ઇન્દિરાજીએ 'હરીફ કારોબારી' અને 'હરીફ મહાસમિતિ'ના રસ્તે ચડીને ખતમ કરી નાખી છે.

ત્રણ મહિનાથી ઇન્ડિકેટના હાથે એકધારો માર ખાઈ રહેલા નિજલિંગપ્પા અને તેમના સાથીદારોએ સામો ઉપાડો લીધો છે કોંગ્રેસ કારોબારીની બેઠક ઑક્ટોબરની અધવચ્ચે (નક્કી કરેલી મુદત કરતાં વહેલી) બોલાવવા ઇન્ડિકેટના ૭ સભ્યોવાળા પત્રને સિન્ડિકેટે દાદ આપી નહિ, અને નવેમ્બરની પહેલી તારીખ [illegible] વળી ઇન્ડિકેટની એવી માગણી હતી કે નિજલિંગપ્પાને કોંગ્રેસ પ્રમુખ તરીકે દૂર કરવા તત્કાળ મહાસમિતિની બેઠક બોલાવવામાં આવવી જોઈએ આ માટે તેમણે લગભગ ૪૦૦ જેટલી સહીઓવાળું રેક્વિઝિશન પણ પેશ કરી દીધું હોવા છતાં નિજલિંગપ્પાએ એને પણ લેખામાં લેવાનો ઇન્કાર કરી દઈને ઇન્ડિકેટને છંછેડી મૂકી વધુમાં—

- ઇન્દિરાજીના ધરખમ સાથી કેન્દ્ર પ્રધાન ફખરુદ્દીન અહમદને એક શિસ્તભંગના પગલા રૂપે કૉંગ્રેસની કારોબારીમાંથી બરતરફ કરવામાં આવ્યા.
- તામિલનાડુ કૉંગ્રેસના માજી અધ્યક્ષ સુબ્રહ્મણ્યમને કૉંગ્રેસના બંધારણ અનુસાર કૉંગ્રેસ કારોબારીમાંથી પડતા મૂકવામાં આવ્યા.
- કે ને કે ને મહાસમિતિના જોડિયા મંત્રી એસ ડી શર્માને કૉંગ્રેસ પ્રમુખ વિરુદ્ધની કારવાઈમાં ભાગ લેવા માટે છૂટા કરી દીધા

ઇન્ડિકેટ માટે આ મરણતોલ ફટકો હતો કારોબારીના કુલ ૨૧ સભ્યોમાંથી માંડ દશેક સભ્યોનો ઇન્દિરાજીને ટેકો હતો તેમાં વળી તેમના બે ધરખમ સાથીઓને પડતા મૂકવામાં આવતા તેઓ ધૂંવાપૂંવા થઈ જાય એમાં નવાઈ ન હતી અને ઇન્દિરાજી એક વાર ધૂંવાપૂંવા થઈ જાય પછી એમના ધમપછાડાનું પૂછવું જ શું? નિજલિંગપ્પાજીએ ઘોર અન્યાય કર્યો છે તેઓ ગેરબંધારણીય રીતે વર્ત્યા છે, સિન્ડિકેટ બની ઘેર વાળનારા મુખિયા બન્યા છે એવા હાકોટા કરી, જ્યાં પોતાનો કેસ રજૂ કરવાનો છે, તે કૉંગ્રેસ કારોબારીની બેઠકનો જ એમણે બહિષ્કાર કર્યો! બહિષ્કાર કરીને બેસી ગયા હોત તો જુદી વાત હતી પરંતુ અવિકૃત મહાસમિતિની ઑફિસમાં અધિકૃત કારોબારીની મળી રહેલી બેઠકની સામે પોતાને ઘરે 'હરીફ' બેઠક બોલાવી! ગણતરી તો એવી હતી કે ૨૧ સભ્યોમાંથી ૧૧–૧૨ તો પોતાને પક્ષે ઘસડાઈ આવશે એ માટે એમના ભાગની ગતે રામસુભગસિંહને આતર્યા પણ હતા અને કેરળના પ્રદેશ પ્રમુખ કે સી અબ્રાહમને જન્નાના મથતા હતા પરંતુ પહેલી જ વાર ઇન્દિરાજીને 'ધાક' અને 'પ્રલોભનો'ની બેગની નિષ્ફળતાની ખબર પડી!

બીજી બાજુ, કૉંગ્રેસની કારોબારીની બેઠક મળી જ ન શકે તે માટે કારોબારીના સભ્યોને મહાસમિતિના સ્થળ પર પહોંચતા

મહાસમિતિને છે કે નહિ એ સવાલ ઊભો છે, અને બાજુ પ્રહારો થઈ રહ્યા છે.

—બીજી બાજુ, ફખરુદ્દીનને કારોબારીમાંથી અલગ કરવાનો અધિકાર કૉંગ્રેસ પ્રમુખને છે કે નહિ એ સવાલ પણ ઉગ્ર બન્યો છે.

નિજલિંગપ્પાએ આનો જવાબ આપી દીધો છે.

સાદો અને સીધો જવાબ તો એક જ છે: તે એ છે કે, જેમ વડા પ્રધાનને પોતાના પ્રધાનમંડળમાં કોઈને પણ લેવાનો અને કાઢવાનો અબાધ્ય અધિકાર તેમના હોદ્દાની રૂએ મળેલો છે, તે જ રીતે, કૉંગ્રેસના બંધારણ અનુસાર કૉંગ્રેસના પ્રમુખને કારોબારીની ૨૧માંથી ૧૪ બેઠકો માટે પોતાને અનુકૂળ સભ્ય લેવાનો અધિકાર આપવામાં આવેલો છે ને સભ્યને છૂટા કરવાનો તેમનો અબાધ્ય અધિકાર પણ છે જ. ઇન્દિરાજી મોરારજીભાઈને એક ચિઠ્ઠી લખીને કશું જ કારણ આપ્યા વિના હાંકી કાઢી શક્યા છે ત્યારે નિજલિંગપ્પાએ તો ફખરુદ્દીનને એક લાંબો પત્ર લખીને તેમની ગેરશિસ્તના પગલાંઓનો ઉલ્લેખ કરીને અલગીનો હુકમ આપ્યો છે.

આ પછી ઇન્દિરાજી ઝઘડવા તેમાં તેમની બેવડી નીતિ નહિ તો બીજું શું જવાબદાર છે?

અને જો ઇન્દિરાજી કૉંગ્રેસના બંધારણને કોરે ચઢાવીને આજ સુધી લાકડાની તલવારે જંગ છેડતા રહ્યા છે, તો કૉંગ્રેસના પ્રમુખ, કારોબારીએ તેમની નક્કી કરેલી મુદત પહેલાં ગાદી છોડવાનો ઇન્કાર કરે તો ઇન્દિરાએ પ્રથમ પોતાની જ જાતને દોષિત ગણવી રહી…

આ છતાં, ઇન્દિરાજીની (હંગામી) કારોબારી બેઠકમાં ગઈ ઑગસ્ટ ૨૫મીએ મળેલી કારોબારીની બેઠકના 'એકતા'ના ઠરાવની યાદ આપીને બધો દોષનો ટોપલો નિજલિંગપ્પા અને તેમના સાથીઓ ખાસ કરીને કામરાજ અને પાટીલ ઉપર ઢોળવામાં આવ્યો છે

ઇન્દિરાજી ફરી ફરી એવી દભી વાણી ઉચ્ચારી રહ્યા છે કે "હું કોંગ્રેસમાં ભાગલા પડશે તેમ માનતી નથી, ભાગલા અનિવાર્ય નથી જ નથી, હું તો એકતા માટે અધીરી છું: ભાગલાનું કામ તો નિજલિંગપ્પા અને તેમના ટેકેદારોએ ફખરુદ્દીન અને બીજાઓને કાઢી મૂકવાના કાગળો લખીને કર્યું છે..."

પરંતુ તમે એકતા માટે શું સૂચવો છો? એના તત્કાલ જવાબમાં તેઓ બે શરતો મૂકે છે. એક તો, અમે બોલાવેલી વર્કિંગ કમિટી-મહાસમિતિમાં જેઓ નવા પ્રમુખનો ઠરાવ રજૂ થવાનો છે, તેમાં તમે બધા હાજર રહો, અને બીજું એ કે, ફખરુદ્દીન તથા સુબ્રહ્મણ્યમનો કારોબારીમાં બેસવાનો અધિકાર માન્ય કરો.

ઇન્દિરાજીને તકરારના મુદ્દા શોધી કાઢતા વાર લાગતી નથી. અને એકતાની ગરજ સામાને છે એમ સમજીને એમની આગળ એ મુદ્દાઓ સ્વીકારી લેવાની શરત મૂકતા એમને સંકોચ નથી આ રીતે જે એકતા સધાય તે જ તેમને ખપે છે?

ઇન્દિરાજીને એમની આ રમતમાં હજી લગી ફાવતું થયું છે એનો એમને મદ પણ છે. એથી તો આ વખતેય છેવટે "મારી પણ મોનકીમડળ" કોંગ્રેસને તૂટવા દેવા કરતાં ઝૂકી પડશે એવી તેમની ધારણા છે અને એમ ન બન્યું તોય એમને શો અફસોસ છે?

તેઓ 'હરીફ કારોબારી' અને 'હરીફ મહાસમિતિ'માંથી 'હરીફ કોંગ્રેસ'ના પથે આગળ વધવા કૃતનિશ્ચયી છે. અને આજે જ્યારે તેઓ એમ કહે છે કે "હું કોઈ નવો પક્ષ ઊભો કરનાર નથી," ત્યારેય તેનો અર્થ એવો છે કે જે કોઈ મારી સાથે રહેશે એ કોંગ્રેસ જ હશે.

આની પાછળ અતિ ગંભીર સૂચન એ રહેલું છે કે—

* વર્કિંગ કમિટી પોતાના બહુમતીના જોરે કોંગ્રેસની હાલની સરકાર

વિખેરી નાખવાનું સૂચન કરે, અથવા જરૂર જણાતાં પોતે જ એવું સૂચવે, ત્યારે કોંગ્રેસ તરીકેનો દાવો વધુ દૃઢતાથી પોતે કરી શકે અને મધ્યવર્તી ચૂંટણી અનિવાર્ય બને તોય અધિકૃત કોંગ્રેસ તરીકે પોતાના જૂથને ચૂંટણી પંચ માન્યતા આપે, એ માટેની ભૂમિકા તૈયાર કરી રાખવી.

*

ઇન્દિરાજીની રાજદ્વારી રમત રમવાની શક્તિ વિશે બે મત છે નહિ, પરન્તુ રાજાજી કહે છે તેમ, ઇન્દિરાની ગતિશીલતા બહુ જોખમી છે એ જ એમને એકદમ કાર્યવાહી કરવા ઢસડી જઈ શકે છે સિન્ડિકેટમાં આવી આવડત નથી પણ એની આ ઊણપ તેમને ગંભીર ભૂલો કરતાં બચાવે છે — એ એમના કવચ તરીકે કામ આપે છે. ત્યારે, ઇન્દિરાને એ આવડત શક્તિ જ તેની પોતાની દ્વારા ગંભીર ભૂલો તરફ લઈ જાય છે આમ કહી તેઓ ઉમેરે છે કે, આજે જો આ દેશ બીજી કોઈ વિકલ્પ સરકારની રચના કરવા જેટલો તૈયાર હોત તો આ જે કંઈ બન્યું છે તે પાર્લમેન્ટમાં તેમની સામે પગલાં લેવા માટે પૂરતું ગણાત — પૂરતું ગણાવું જોઈએ

રાજાજીની એ વાત પણ સાચી છે કે, ઇન્દિરા 'સોનાનાં ઈંડાં' આપતી મુરઘીને જ મારી નાખીને બધો ફાયદો એક સાથે લૂંટી લેવા અધીરાં છે

*

કોંગ્રેસ તેના પતનના છેલ્લા આરે જઈ પહોંચી છે, — એમાં કશું આશ્ચર્ય નથી ૧૫મી ઑગસ્ટે કોંગ્રેસ કારોબારીએ જે -ની ઠરાવ કરીને બીજું સ્વીકારી લીધું હતું એનું જ સ્વાભાવિક આજે સામે આવી ઊભું રહ્યું છે. આજ પૂર્વે આના પૂરતા સંકેતો પ્રગટ થઈ રહ્યા હતા...

## ૧૭ : અંતે ગઢ તૂટ્યો :

અંતે, કોંગ્રેસનો ગઢ તૂટ્યો! છેવટે, સૌએ ધાર્યું હતું અને કેટલાકે ઇચ્છ્યું હતું તે થયું

બેંગલોરની મહાસમિતિ પછી બરાબર ચાર મહિને કોંગ્રેસનો ગઢ તૂટ્યો સિન્ડિકેટનું મોવડીમંડળ લાચાર બન્યું. ઇન્ડિકેટનું શૂર અદકું ચડ્યું. તા ૧૧ અને ૧૨ નવેમ્બરે કોંગ્રેસ કારોબારીમાં પોતાનું બળ ઓછું છે એમ સમજતાં ઇન્ડિકેટે એનો બહિષ્કાર કર્યો. બચાવમાં તેણે કારોબારીના ત્રણ સભ્યોને સિન્ડિકેટે પડતા મૂક્યા હતા તેના ઉપર મિથ્યા ઊહાપોહ કર્યો — કેમ જાણે, એમ ન થયું હોત તો બહુમતી પોતાની થઈ હોત એવો આભાસ ઊભો કર્યો (આ ત્રણની ગણતરી પછીય ઇન્દિરાજીને પક્ષે ૧૦ અને નિજલિંગપ્પાને પક્ષે ૧૧ની સંખ્યા રહેતી હતી)

> બીજી બાજુ નિજલિંગપ્પાએ કારોબારી જેવી સર્વોચ્ચ સમિતિમાં કેવળ એક જ બહુમતીથી, કોઈ પણ રાજદ્વારી સંસ્થાના ઇતિહાસમાં અપૂર્વ લેખાય તેવો નિર્ણય લીધો. પોતાના પક્ષના વડા પ્રધાનને પક્ષના સામાન્ય સભ્યપદેથીય બરતરફ કરીને, પક્ષના સંસદીય પક્ષને ફરમાન કર્યું કે નવો નેતા ચૂંટી લો…

આ કંઈ રાતોરાત અને એકાએક બન્યું નથી.

બેંગલોર મહાસમિતિના દિવસોમાં એક જણની જ બહુમતીથી પાર્લમેન્ટરી બોર્ડે ઇન્દિરાજીને માથે રાષ્ટ્રપ્રમુખપદ માટે રેડ્ડીનું નામ લાદ્યું હતું. ત્યારથી જ ઇન્દિરાજીએ પરિણામ માટે તૈયાર રહેવાનો પડકાર આપી દીધો હતો. પોતાના જ હાથે જે ઉમેદવારીપત્ર ઉપર સહી કરી હતી તે પોતાના જ પક્ષના રેડ્ડીને પરાજિત કરીને, ઉદ્દામો અને કમ્યુનિસ્ટોના ઉમેદવાર ગિરિને વિજય અપાવીને, ઇન્દિરાજીએ પાર્ટીનું માથું વાઢી નાખીને પોતાનું નાક સાચવ્યું હતું! ત્યાર બાદ કૉંગ્રેસની કારોબારી (૨૫મી ઑગસ્ટ)માં કૉંગ્રેસ તૂટી જવાની જવાબદારી મોવડીમંડળીને શિરે નાખીને પોતાનો દબાયેલો હાથ સિફતથી કાઢી લઈને, કૉંગ્રેસની એકતાનો એકતરફી ઠરાવ તેમણે કારોબારીને શિરે ઝીંક્યો હતો...

અને વધુ સારા સમયની રાહ જોઈને એકતાનો એ ઠરાવ સિન્ડિકેટે સ્વીકારી લીધો, ત્યારે કારોબારીમાં તેમની સ્થિતિ દયામણી હતી—એકતાના નામે ઇન્દિરાજીએ સિન્ડિકેટના અનેક સાથીઓના ટાંટિયા ઢીલા કરી દીધા હતા...

આ પછી, સિન્ડિકેટે વધુ હોશિયારીથી પેંતરા સજ્યા. સુબ્રહ્મણ્યમને બંધારણી રીતે જકડ્યા. કૉંગ્રેસ પ્રમુખે પોતે નીમેલા શર્માને ઑફિસમાં રહીને તેમની જ વિરુદ્ધ દાવપેચ રમવાના ગુના માટે જોઈયા મંત્રીપદેથી છૂટા થવા ફરમાવ્યું. અને ઇન્દિરાજીની રાજરમતમાં જમણા-હાથા બનેલા જગજીવનરામ તથા ફખરુદ્દીનમાંથી એકલા ફખરુદ્દીનને શિસ્તભંગના આરોપનામું પાઠવીને કારોબારીમાં ઇન્ડિકેટને લગડી કરી મૂળ.

ઇન્દિરાજીએ આ મજબૂતોના ફટકો વીંઝાય તે પૂર્વે જ પોતાની ચાલ શરૂ કરી દીધી હતી. ફરી એક વાર નિજલિંગપ્પા ઉપર સરમુખત્યારશાહીનો આક્ષેપ કર્યો હતો. કૉંગ્રેસના પ્રમુખને પોતાને ઠીક લાગે તેવા ૧૪ સભ્યોને પોતાની કારોબારીમાં લેવાનો (અને કાઢ-

વાનો) અધિકાર બંધારણપૂર્વક અપાયેલો છે એ મૂળ વાતને જ ઉડાવી દઈને "હું બંધારણની નિષ્ણાત નથી" કહીને છૂટી જવામાં ઇન્દિરાજીએ હોશિયારી લેખી હતી. એટલું જ નહિ પણ, મોરારજીભાઈને ગતાગત પાણિચું આપ્યાની બાબતમાં એવો બચાવ કર્યો હતો કે "એ તો વડા પ્રધાનનો અબાધિત અધિકાર હતો !"

*

જેમ, ઇન્દિરાજીને મન "અબાધિત અધિકાર" પણ એકપક્ષી જ છે, તેમ, કોંગ્રેસની શિસ્ત, તેનું બંધારણ પણ પોતાના "ઊંચા ધ્યેય"ની દૃષ્ટિએ એકપક્ષી છે. સત્તામાં શિસ્ત અને બંધારણનો આગ્રહ પ્રગતિશીલ ગણાય, સંસ્થામાં બંધારણ અને શિસ્તનો આગ્રહ જુનવાણી જડતા ગણાય !

કટોકટી અંતિમ હદે પહોંચી રહી હતી. ઇન્દિરાજી એકતાની વાટાઘાટો કરવા તૈયાર થયા. પરંતુ અહીં પણ એકતરફી ન્યાયની વાત હતી. ફરીદાબાદની બેઠકમાં તમામ સ્તરની ચૂંટણીઓ અંગે એક વર્ષની મુદત લંબાવાઈ હતી. અને તે અનુસાર નિજલિંગપ્પાની મુદત પણ ૧૯૭૦ના ડિસેમ્બર સુધી લંબાવાઈ હતી. આમ છતાં, ઇન્દિરાજી હવે, નિજલિંગપ્પાને ગતાગત હટાવવા અધીરા બન્યા હતા. એ માટે ખાસ મહાસમિતિ બોલાવવા 'રેકિવઝિશન' પર સહીઓની ઝુંબેશ શરૂ કરાવે છે સામેથી નિજલિંગપ્પા અને સિન્ડિકેટ ફરીદાબાદનો નિર્ણય ફેરવવામાં સંમત થાય છે. પરંતુ તે તમામ સ્તરની ચૂંટણી માટે. જવાબમાં, તમામ સ્તરની ચૂંટણીઓ પોતાના ગેરલાભમાં જવાના ભયે ઇન્દિરાજી એકતાની વાટાઘાટોનો અંત લાવે છે—નિજલિંગપ્પાને સા સાંજની મુલાકાતના નિર્ણયને એકપક્ષી રીતે ફગાવી દે છે ! કારણમાં એવું જણાવે છે કે—

તમામ સ્તરની ચૂંટણીઓમાં તો ચાર-છ મહિના વીતી જાય ! જોકે, સિન્ડિકેટ એમાં શક્ય એટલી ઉતાવળ કરવા સંમત થાય

હવે તો સ્પષ્ટ જણાય છે કે સિન્ડિકેટ જૂથના સભ્યોએ તા ૧૬મી નવેમ્બરે મળીને મોટે ભાગે મોરારજીભાઈ અથવા રામસુભગ સિંહને પોતાના નેતા તરીકે ચૂંટી કાઢ્યા હશે આ જૂથ અનામત, સંસદમાં ઇન્દિરા-જૂથને ભીંસમાં મૂકવા મથશે તા ૧૭મી નવેમ્બરે સંસદની બેઠક પણ શરૂ થઈ ગઈ હશે અને પહેલા જ દિવસે સરકારના અંગે "અવિશ્વાસ"નો ઠરાવ રજૂ થાય ત્યારે આ સિન્ડિકેટ-જૂથ પોતાનો પરચો બતાવે તો નવાઈ નહિ

અલબત્ત ઇન્દિરાજી નિરાંત મેળવતા હોય તેવો દેખાવ કરી રહ્યા છે આત્મતૃપ્તિનો ઓડકાર લઈ રહ્યા છે અપક્ષ અને ડી એમ કે જેવા પક્ષોનો સાથ મળી રહેશે એવી એમની ગણતરી છે પરંતુ, એમ્વદોકર અપક્ષો' ઉપર લાંબો આધાર રાખવાનું શક્ય નથી, જતે દિવસે તેમને સમાજવાદીઓ તથા સામ્યવાદીઓનો પણ સહકાર લેવાની ફરજ પડશે

છૂટવા માટે કોંગ્રેસનો ગઢ તોડવાની ધૃષ્ટતા કરી શક્યા છે . . . પરંતુ, ભવિષ્યમા ઉદ્દામો અને સામ્યવાદીઓની પકડમા નહિ આવવુ પડે ? ત્યારે તેઓ પૂરી કિંમત નહિ માગે ? ૧૯૭૨ની ચૂંટણીઓ સુધી તથા ત્યાર બાદ પણ સત્તામા ટકી રહેવાની તાલાવેલી જ તેમને "સહિયારા ઉદ્દામ પ્રધાનમંડળ" સુધી ધમડી નહિ જાય શુ ? સત્તાની ખેંચા ખેંચમા પાટીદારનુઓને ઘીકેળા થશે, લઘુમતી જૂથોના હાથમા સમતુલા જતા તે નિર્ણાયક ભાગ ભજવતુ થઈ જશે ! ઇન્દિરાબહેનની ત્યારે કેવી વલે હશે ? શુ આજના કરતા ત્યારે વધુ સ્વતંત્ર, વધુ સુખી હોવાના છે ?

આ બધા પરિણામોથી ચેતી જવાની તક હજી ઇન્દિરાજી પાસેથી છીનવાઈ ગઈ નથી. હજી તેઓ સૂત્રોની દુનિયા છાડીને, વાસ્તવતાનો સ્વીકાર કરીને ચાલશે તો પ્રગતિના નક્કર માર્ગે દેશને લઈ જવાનો મનોરથ સફળ થવાની શક્યતા ભૂંસાઈ ગઈ નથી જ.

આ દરમ્યાન લઘુમતી બની ચૂકેલુ સિન્ડિકેટ જૂથ શુ કોંગ્રેસનુ નામ, માનમિલકત અને ચૂંટણી પ્રતીક કબજે કરવા માટે ભૂંડા કજિયા કરી કોર્ટે ચડશે ? કેવળ 'નેગેટિવ ન્યુસન્સ' તરીકે ઇન્ડિકેટના કામમા દખલ નાખવાનુ કામ કરશે ? તો પછી આજે તેમની જે થોડીક કીર્તિ પ્રજામા છે તે સમૂળી ખતમ થઈ ગયા વિના નહિ રહે, એ તેઓ ન ભૂલે. પોતાના સંકુચિત અહમમા તેઓ આંધળા ઇન્દિરા દ્વેષમા ડૂબી જશે — જાણીજોઈને ઇન્દિરાજીને સામ્યવાદીઓના ખોળામા ધકેલી દેશે — તો ઇતિહાસ તેમને માફ નહિ કરે

કોંગ્રેસનો ગઢ તૂટ્યો — એની જવાબદારી બન્ને જૂથની વધતા ઓછા પ્રમાણમા છે જ. પરંતુ કોંગ્રેસ તૂટે એના કરતા દેશની ખરેખરી ચિંતા લોકશાહી મૂલ્યોનુ નિકંદન નીકળી રહ્યુ છે તેની છે, રાષ્ટ્રની રાજકીય સ્થિરતા તૂટશે એ બાબતની છે. તકવાદી અને લેભાગુ જોડાણો દ્વારા રાજ્યસરકારો પણ સ્થિર રહી નહિ શકે ત્યા કેન્દ્રનુ તો પૂછવુ જ શુ ?

સિન્ડિકેટ અને ઇન્ડિકેટ એમ બે જૂથોમા કોંગ્રેસનુ વિભાજન થયા પછીય એ બંને એ ગભીર રીતે વિચાર કરવો તો રહે છે જ: ૧૯૬૭ની ચૂંટણીમા કોંગ્રેસનુ મતદાન કેન્દ્રમાં ૪૦ ટકા જ હતું. હવે બે જૂથોમા વહેંચાઇ જતા ૨૦-૨૦ ટકા રહેશે એમ માનવુ પણ ભૂલભરેલુ છે — સાગ પ્રમાણમા ઓછુ થવા સંભવ છે. ૧૯૭૨ સુધીમા પરિણામે કોઈ એક સ્થિરતાવાળો પક્ષ જ ક્ષિતિજ ઉપર રહ્યો નહિ હોય!

વધુમા, આજે વિરોધ પક્ષો હજી પણ, મોટે ભાગે, કોંગ્રેસ સામેના રોષમા અને કેટલેક અંશે 'ધ્રુવીકરણ'ની ભ્રામક માન્યતામા કોંગ્રેસના ભંગાણથી ખુશી મનાવી રહ્યા છે તેથી તો દેશની રાજદ્વારી સ્થિરતાનો સવાલ ઘણો જ વધુ ગભીર અને નાજુક બની ગયો છે.

કેવળ સત્તાનુ રાજકારણ કેટલી ભયકર હદે પાગલ અને છકેલુ બની શકે છે એનો પરચો આજનુ સમસ્ત રાજકારણ કરાવી રહ્યુ છે. ત્યારે, એની સાથે સ્વસ્થ અને શુદ્ધ રાજકારણની અપેક્ષા ગાંધીજીના રહ્યાસહ્યા સાચા અનુયાયીઓ—જયપ્રકાશજી, કૃપાલાનીજી, રાજાજી અને ઇતર ગાંધીજનો પોતપોતાના પૂર્વગ્રહો અને વર્તુળોમાથી બહાર આવી, લોકશાહીની રક્ષા માટે — 'લોક સેવક સંઘ' રચવાના ગાંધીજીના અંતિમ આદેશને મૂર્ત કરવા — કટિબદ્ધ થશે તો ઘણું બધુ બચાવી શકાશે.

હજી એટલુ મોડુ થઈ ગયુ નથી કે કશું જ થઈ ન શકે. હજી ઇન્દિરાજી અને મોવડીમંડળને લોકજાગૃતિના જોરે કુટિલ રાજરમતથી બહાર કાઢવાનું લોકનેતાઓ માટે અશક્ય નથી.

૧૫-૧૧-'૬૯

# પરિશિષ્ટ

ઇન્દિરાજીના લોકપ્રિય પગલા




['ટાઇમ્સ ઓફ઼ ઇન્ડિયા'ના સૌજન્યથી]

# કોંગ્રેસ કારોબારીએ પસાર કરેલા ઠરાવો

[નવી દિલ્હી, ૨૫ ઑગસ્ટ, ૧૯૬૯]

## ઠરાવ ૧

કોંગ્રેસ પ્રમુખે આરંભમાં જે પરિસ્થિતિઓની ચર્ચા કરી તેમાં તેમણે શ્રી નીલમ સંજીવ રેડ્ડી માટે બીજા રાજકીય પક્ષનો ટેકો મેળવવા તેમની સાથે વાતચીત કરી હતી કોંગ્રેસ પ્રમુખને સાંભળ્યા પછી કારોબારી એમ માને છે કે કોંગ્રેસ પ્રમુખની સામે મૂકવામાં આવેલા આક્ષેપો એ સમયે પ્રાપ્ત થયેલી માહિતીની ખોટી ધારણાઓ પર આધારિત હતા, અને તેથી તે અસંગત અને નિરાધાર ઠરે છે.

## ઠરાવ ૨

કોંગ્રેસ કારોબારી છેલ્લાં કેટલાક અઠવાડિયાંઓ દરમ્યાન કોંગ્રેસમાં પડેલી ઊંડી તડોને ગંભીર ચિંતાની નજરે જુએ છે આ તડોએ સામાન્ય સહયાત્રીઓ અને પુરાણા સાથીઓ અર્થાત્ સમગ્ર સભ્યોને છૂટા—વિખૂટા—પાડી દીધા છે અખિલ ભારતીય કોંગ્રેસ મધ્યસ્થ સમિતિની બેંગલોરની બેઠકમાં અંદર અંદર ગંભીર મતભેદ પેદા થયા હતા અને એવી ઘટનાઓ બની કે જેમનું અંતિમ પરિણામ રાષ્ટ્રપતિની ચૂંટણીમાં શ્રી નીલમ સંજીવ રેડ્ડીના પરાજયરૂપે જોવા મળ્યું જ્યારે આ એક અત્યંત દુઃખદ અને કમનસીબ બિના બની કે કોંગ્રેસી મતદારોમાંથી ઘણાએ શ્રી રેડ્ડીના પક્ષમાં મત આપ્યા નથી ત્યારે એ પણ જરૂરનું છે કે આપણે વિચારણા કરી જોઈએ કે આટલી ઊંડી ફાટ કેમ પડી જરૂર એ વાતની છે કે રોગ દાબવાના ઉપાય કરવા જોઈએ, માત્ર રોગના લક્ષણો પર નજર નાખવી એ પૂરતું નથી

જ્યાં સુધી સભ્યોમાં એકતાની ભાવના ન હોય ત્યાં સુધી કોઈ રાજકીય પક્ષ પ્રગતિ કરી શકે નહિ કોઈ પણ પક્ષના સરસ સંચાલન માટે શિસ્તપૂર્ણ આચરણ અને વ્યવહાર અનિવાર્ય છે પણ

પક્ષના કાર્યક્રમો અને નીતિ પર પૂરી નિષ્ઠા રાખીને અને પક્ષની અંદર મહાસભાની બધી કક્ષાએ લોકશાહીનો આધાર લઈને આનુ આચરણ સરળ રીતે પેદા કરી શકાય છે કમનસીબે કેટલાક વર્ષોથી કોંગ્રેસની અંદર એકતાની કડીઓ કમજોર થતી રહી છે જેને લીધે જૂથબંધી અને ગેરશિસ્ત જેવા અનિષ્ટો પેદા થયાં છે જે સરકાર અને પક્ષની ઊભય કક્ષાએ કામ કરવામા વિઘ્નરૂપ બન્યા છે

એક મહત્ત્વની જરૂરિયાત એ છે કે સગઠનની બે મુખ્ય વ્યક્તિઓ—કોંગ્રેસ પ્રમુખ અને કોગ્રેસ સસદીય પક્ષના નેતા—પરસ્પર મૈત્રીભાવ અને સદ્ભાવપૂર્વક સહકારથી કામ કરે કોંગ્રેસ પ્રમુખ પર કોંગ્રેસ સગઠનના સચાલનની મહત્ત્વની જવાબદારી છે સગઠનને મોટે ભાગે નીતિઓ નક્કી કરવાની હોય છે અને સ્વીકારાયેલી નીતિઓ માટે જનતાનો ટેકો મેળવવાનો હોય છે

વડાપ્રધાનને સસદીય પક્ષના અધ્યક્ષ તરીકે કોંગ્રેસ પક્ષની નીતિઓને અમલમા મૂકવાની હોય છે પણ સરકારની મુખ્ય વ્યક્તિ તરીકે તેમણે રાષ્ટ્રીય અને આતરરાષ્ટ્રીય ક્ષેત્રોમા આખા દેશ પ્રત્યે વધારે વ્યાપક જવાબદારી વહેવાની હોય છે આ બને વ્યક્તિઓ સત્તાના પરસ્પર વિરોધી અગો નથી તેમણે તો પક્ષ અને દેશના હિતમા એકબીજાના પૂરક બનીને કામ કરવાનુ છે

કારોબારી એક વાત પર ભાર મૂકે છે કે કોંગ્રેસના પ્રમુખ કે સરકારના વડામાથી કોઈની પણ પ્રતિષ્ઠા ઓછી થાય તો પક્ષને હાનિ થશે અને તેની પ્રતિષ્ઠા ઓછી થશે અને તેનાથી બન્નેની તાકાત ઘટશે તેથી એવા પ્રયાસો ન થવા જોઈએ

કારોબારી સમજે છે કે પક્ષના સભ્યોમા ઘેરી ઉત્તેજના વ્યાપેલી છે તોપણ તેને વિશ્વાસ છે કે મોટે ભાગે પક્ષના સભ્યોની એ પ્રબળ ઇચ્છા છે કે એકતાને કાયમ ટકાવવાનો કોઈ માર્ગ શોધવો જોઈએ છેલ્લા કેટલાક અઠવાડિયામા વિચાર અને દૃષ્ટિકોણના વિવાદથી

# રાજ્યવાર મતદાન

(રાજ્યવાર મતમૂલ્ય કૌંસમાં)

| | રેડ્ડી | ગિરિ | દેશમુખ | અન્ય |
|---|---|---|---|---|
| આંધ્ર | ૧૧૮ (૧૪,૭૫૦) | ૧૩૧ (૧૬,૩૭૫) | ૧૮ (૨,૨૫૦) | ૫ (૬૨૫) |
| આસામ | ૫૭ (૫,૩૫૮) | ૪૮ (૪,૫૧૨) | ૧ (૯૪) | — |
| બિહાર | ૧૧૧ (૧૬,૨૦૬) | ૧૬૫ (૨૪,૦૯૦) | ૩૬ (૫,૨૫૬) | ૧ (૧૪૬) |
| ગુજરાત | ૧૦૨ (૧૨,૫૪૬) | ૧૨ (૧,૪૭૬) | ૫૧ (૬,૨૭૩) | ૨ (૨૪૬) |
| હરિયાણા | ૩૨ (૩,૦૦૮) | ૩૭ (૩,૪૭૮) | ૮ (૭૫૨) | ૧ (૯૪) |
| જમ્મુ-કાશ્મીર | ૮ (૪૭૨) | ૫૮ (૩,૪૨૨) | ૨ (૧૧૮) | — |
| કેરળ | ૧૫ (૧,૯૦૫) | ૧૦૩ (૧૩,૦૮૧) | — | ૭ (૮૮૯) |
| મધ્ય પ્રદેશ | ૧૧૨ (૧૨,૨૦૮) | ૧૦૩ (૧૧,૨૨૭) | ૫૪ (૫,૮૮૬) | ૪ (૪૩૬) |
| તામિલનાડુ | ૫૪ (૭,૭૭૬) | ૧૪૨ (૨૦,૪૪૮) | ૨૨ (૩,૧૬૮) | ૬ (૮૬૪) |
| મહારાષ્ટ્ર | ૨૦૧ (૨૯,૩૪૬) | ૫૦ (૭,૩૦૦) | ૧૨ (૧,૭૫૨) | ૩ (૪૩૮) |

| | | | | |
|---|---|---|---|---|
| મહેસૂર | ૧૩૫ (૧૪,૭૧૫) | ૫૩ (૫,૭૭૭) | ૧૭ (૧,૮૫૩) | ૩ (૩૨૭) |
| નાગાલૅન્ડ | ૪ (૨૮) | ૩૮ (૨૬૬) | — | ૧ (૭) |
| ઓરિસા | ૧૫ (૧,૮૭૫) | ૬૭ (૮,૩૭૫) | ૪૬ (૫,૭૫૦) | — |
| પંજાબ | ૧૦ (૧,૦૭૦) | ૮૦ (૮,૫૬૦) | ૭ (૭૪૯) | ૧ (૧૦૭) |
| રાજસ્થાન | ૯૮ (૧૦,૭૮૦) | ૩૫ (૩,૮૫૦) | ૪૧ (૪,૫૧૦) | — |
| ઉત્તર પ્રદેશ | ૧૩૮ (૨૪,૦૧૨) | ૧૮૧ (૩૧,૪૯૪) | ૯૩ (૧૬,૧૮૨) | ૫ (૮૭૦) |
| પશ્ચિમ બંગાળ | ૨૫ (૩,૧૨૫) | ૨૪૮ (૩૧,૦૦૦) | — | — |
| કુલ મતમૂલ્ય | (૧,૫૯,૧૮૦) | (૧,૯૪,૭૩૧) | (૫૪,૫૯૩) | (૫, ૦૪૯) |

રદ થયેલાં કુલ મતપત્રો : ૭૧